આરોગ્યોદયની ૬ઠ્ઠા વર્ષની ભેટનું પુસ્તક

# આત્મબળ

કિંવા

## આનંદના ગુપ્ત ઝરાના સત્ય માર્ગો



પ્રકાશક
જેઠાલાલ હેમશંકર દવે વૈદ્ય
અધિપતિ આરોગ્યોદય અમદાવાદ.

ભાગ્યોદયની ૧૬ મા વર્ષની ભેટનું પુસ્તક

# આત્મબળ

કિંવા

## આનંદના ગુપ્ત ઝરાના સત્ય માર્ગો

---

અનુવાદક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય**

તંત્રી ભાગ્યોદય, ભાગ્યોદય ઑફીસ-અમદાવાદ.

---

અમદાવાદ-શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને પ્રસિદ્ધ કર્યું.

ખાડીયાઃ અમદાવાદ.

---

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૫૦૦ સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

---

મૂલ્ય રૂ. ૧-૮-૦

વધાપાઠ

૧૩૯૫૩

# જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો

ની કૉપીરાઈટ-સંગ્રહ

કાયદાનો શિક્ષક-ફોજદારી, રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ રૂ. ૧૦)
ભવિષ્યવેત્તા-ભુત ભવિષ્ય અને વર્ત્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૫)
ધનવાન-(વોલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો કીં. રૂ. ૧૦)
ધનવાન-(વો. ૨ જું) ધનપ્રાપ્તિના માર્ગો-હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ. ૮)
માસ્તર ઑફ નોલેજ-અંગ્રેજી, બંગાળી, મરાઠી હિંદી, સંસ્કૃત, શિક્ષક રૂ. ૭)
હિંદુસ્તાનની તીર્થયાત્રા- આખા હિંદનાં ધામોની સંપૂર્ણ હકીકત રૂ. ૭)
સ્વધર્મનિષ્ટ દૈવીજીવન-ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જીવન રૂ. ૬)
ત્રિકાળદર્શક દર્પણ-(વો. ૧ લું] કિંવા પ્રેતાવાહનવિદ્યા રૂ. ૫)
ચમત્કૃતિ જ્ઞાન દર્શક દર્પણ-થોટ રીડીંગ, યોગવિદ્યા મેસ્મરીઝમ રૂ. ૫)
સ્ત્રીહિતશિક્ષક ચંદ્રકાંત ની આત્મકથારૂપે ૧૫૦ સતીઓનાં જીવન રૂ. ૪
શ્રીમદ શંકરાચાર્ય-ચરિત્ર કિંવા શંકરદિગ્વિજય સંપૂર્ણજીવનચરીત્ર રૂ. ૩)
શ્રીચરકસંહિતા-વો. ૧ લું. મૂળ સહિત ભાષાંતર વૈદકનો પુરાતની ગ્રંથ રૂ. ૫)
મહાત્મા ગાંધી-અને હિંદના નવ નરરત્નોનાં જીવનચરીત્રો. રૂ. ૧-૮
રેવન્યુ અને ફોજદારી-૨૦ કાયદાઓનો સંગ્રહ (ચોથી આવૃત્તિ) રૂ ૪)
વહુઠકુરાણી-ટાગોરકૃત નવલકથા ( સ્ત્રીઉપયોગી ) રૂા. ૧॥
રાજર્ષિ ટાગોરકૃત નવલકથા ( બાળ ઉપયોગી ) રૂા. ૧॥
ગૃહિણી રત્નમાળા ભાગ ૧ લો અને બીજો-કૌમુદિનીની આત્મકથા. ૨॥
પરશિયન નાઇટ્સ-અરેબીયનનાઇટ્સ જેવી જરસીલી વાતોનો સંગ્રહ રૂ. ૧
એકાગ્રતા અને દિવ્ય શક્તિ-અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧
આત્મજ્યોતિ-કિંવા બ્રહ્મદર્શન-તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ. ૧)
વૈદ્ય યાને વૈદ્યક ભાગ ૧-૨ વૈદકીય પુસ્તક વૈદકના અનેક પ્રયોગો રૂ. ૧॥
દેશી વૈદુ- વૈદકનું ઉત્તમ પુસ્તક વૈદકની શાસ્ત્રીય દવાનો સગ્રહ રૂ. ૧

વૈદ જેઠાલાલ દેવશંકર દવે ખાડીઆ-અમદાવાદ.

# પ્રસ્તાવના

ભાગ્યોદય એ ધાર્મિક માસીક છે. તેમાં મુખ્યત્વે તત્ત્વજ્ઞાનના લેખો આવે છે, તેમ વૈદકના લેખો આવે છે. જેઓ ધર્મ ઉપર આસ્થાવાળા છે, સદ્વિચારનું સેવન કરનારા છે તેવા સજ્જનો તેમ વૈદ્યો તેના ગ્રાહકો છે. દર વર્ષે ગ્રાહકોને ભેટનું પુસ્તક આપવામાં આવે છે. ગયે વર્ષે 'શ્રી યોગ રત્નાકર' નામનો વદકનો ગ્રંથ ગ્રાહકોને અપાયો હતો. આ વર્ષે કોઇ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ભેટમાં આપવું એવો વિચાર થયો, અને તેથી આ ગ્રંથની યોજના કરવામાં આવી છે.

આપણા અધ્યાત્મજ્ઞાનનો ઉંડો અભ્યાસ કરનારા પશ્ચિમમાં પણ મહાપુરુષો થયા છે. તેમાં અમેરિકામાં જેમ્સ એલન નામના ગ્રહસ્થ પણ એક તત્ત્વજ્ઞાની થયા છે. તેમણે તત્ત્વજ્ઞાનનાં ઘણાં પુસ્તકો લખ્યાં છે, અને જેમાંના ઘણાના ગુજરાતીમાં અનુવાદ પણ થયા છે. તેમના **બાય વેઝ ઓફ બ્લેસેડનેસ** એ ગ્રંથનો અનુવાદ કરી અમે આ પુસ્તક ગુજરાતીમાં બહાર પાડયું છે. આ પુસ્તક અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના રાજમાર્ગને બતાવનાર અને આત્મબળ શાંતિ, આનંદ, પવિત્રતાને મેળવી આપનાર છે.

દુર જંગલના રસ્તે જતાં વચ્ચે ધનિકોએ ધર્મશાળાઓ અને કૂવાઓ મુસાફરોને વિશ્રાંતિ લેવા બનાવેલા હોયછે, ત્યાં

રસ્તામાં થાકથી, તાપથી, ધુળની રજથી પીડાયલા મુસાફરો વડની શીતલ છાયામાં કે ધર્મશાળામાં બેસી વિશ્રાંતિ લે, ત્યાંના કુવાનું થંડું પાણી પી થાક ઉતારે, અને પછી આગળ મુસાફરી કરે છે, તેવી રીતે વ્યવહારના ગહન માર્ગમાં પણ સંકટ અને કલેશથી પીડાયલાઓ માટે વિશ્રાંતિ આપી શકે તેવી ધર્મશાળાઓ મહાપુરુષોએ બાંધેલી હોય છે. ત્યાં ક્રોધ રૂપી તાપથી, નિરાશા રૂપી ધુળથી, કંટાળી મનુષ્ય વિનયી બુદ્ધિની શીતલ અને સુખદ છાયાની નીચે સાધારણ, સીધા અને સાદા, શાંતિને આપનાર વિશ્રામ સ્થાન, અને આનંદને આપનાર નાના નાના ગુપ્ત માર્ગો છે કે જ્યાં સંસારમાંથી હારેલો, થાકેલો, કંટાળેલો મુસાફર પોતાનો થાક ઉતારી વિશ્રાંતિ લઇ શકે.

એ માર્ગોને ભૂલી અન્ય માર્ગે ચાલનાર મુસાફરો દુઃખી થાય છે. લોકો જીવનના રાજમાર્ગે કોઈ માયાવી વસ્તુઓ મેળવવા ઉત્સુક થઈ, સ્થૂલ દૃષ્ટિથી તુચ્છ જણાતી, સત્ય વિચારો રૂપી વિશ્રામ સ્થળોની અવગણના કરી જલ્દી આગળ ચાલ્યો જાય છે. અને આનંદ પ્રાપ્ત કરાવનાર નાની અને સાંકડી ગલીયોને તુચ્છ સમજી તેને પાછળ છોડી દઈ આગળ જાય છે. જેથી ઘડીએ ઘડીએ ને ક્ષણે ક્ષણે અગણિત મનુષ્યો બેશુદ્ધ થઇ અને થાકી જઇ ગબડી પડે છે. અને એવી રીતે અસંખ્ય મનુષ્યો હૃદયની ભૂખ અને

તરસ વેઠી થાકયા પાકયા નાશ પામવાની અણી સુધી પહોંચી જાય છે. પરંતુ આ વખતે જે મનુષ્યો આ ઉ-તેજીત જનસમૂહથી દૂર ખસી જઈ આ ગ્રંથમાં બતાવવામાં આવેલા માર્ગે જશે તો તે મનુષ્યો આનંદના અનુપમ પુષ્પો પર પોઢશે. તે પુષ્પોના સૌંદર્યથી તેનાં નેત્રો પ્રફુલ્લિત થશે, તેની સુગંધીથી તેના મનને બળ મળશે આ પ્રકારે સુશકત અને પુષ્ટ થઇ તે જીવનના જ્વર અને સન્નિપાત રૂપી રોગોથી બચશે, થાકી જતાં ધુળમાં ગોથાં ખાવાં નહિં પડે, કે માર્ગમાં અંત આવશે નહિં, પરંતુ સફળતાપૂર્વક પોતાની જીવન યાત્રાને સમાપ્ત કરશે.

આવા આધ્યાત્મિક આનંદને પ્રાપ્ત કરાવનાર ઉપયોગી પુસ્તકને ભેટમાં આપતાં અમને હર્ષ થાય છે. ગ્રાહકો તેને સાચો ઉપયોગ કરી સત્ય સુખ અને સત્ય આનંદને મેળવશે તો અમારો લીધેલો શ્રમ સાર્થક થશે એમ માનીંયે છીએ.

ફાલ્ગુન સુદ ૧૫ સં. ૧૯૮૪
તા. ૫-૩-૧૯૨૮
ભાગ્યોદય ઓફીસઃ ખાડીયા
અમદાવાદ.

જેઠાલાલ દેવશંકર દવે. વૈદ્ય
તંત્રી ભાગ્યોદય.



# વિષયાનુક્રમણિકા





વૈદ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો
વગર મુડીએ અને વગર મહેનતે ધનવાન થવું હોય તો મંગાવો.

# ધનવાન [ ચોથી આવૃત્તિ. ]

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય, ખેતીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નરકળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળાકુશળ બનવું હોય, કોઇ પણ ધંધાની સાથે હજારો રૂપીયા સહેલાઇથી કમાઇ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડોના ધનના સ્વામી બનવું હોય તો આજે જ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો. આ પુસ્તકના ઉપયોગીપણાનાં હજારો સરટીફીકેટો મળ્યાં છે. તેની અંદર તેર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો શોધનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. કીં. રૂ.૧૦ હાલ ૮)

---

દરેક ધર્મના મનુષ્યને ઉપયોગી, બાળકથી વૃદ્ધ સર્વને વાંચી મનન કરવા યોગ્ય ઉપયોગી પુસ્તક

# સ્વધર્મનિષ્ટ દૈવીજીવન

## અથવા ધર્મસંસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃત્ત.

આ ઉપયોગી પુસ્તક તૈયાર છે. તેની અંદર હીંદુ, જૈન, પારસી અને મુસલમાન સર્વ ધર્મોનું રહસ્ય, તે તે ધર્મના ધર્મ સંસ્થાપક મહાપુરૂષોનાં જીવન વૃત્તાંતો, દરેક માણસ પોત પોતાના ધર્મનું શાક્ષણ મેળવી, ધર્મને આચારમાં ઉતારી સ્વધર્મનિષ્ટ દૈવીજીવન શી રીતે ગાળી શકે, સંસારમાં ઉચ્ચ જીવન ગાળી આદર્શમય ચારીત્ર્યશીલ શી રીતે બને તેવાં અનેક વૃત્તાંતોનો અને ૧૫૦ ઉપરાંત મહા પુરૂષોનાં જીવનચરીત્રોનો સમાવેશ છે. પાકું પુંઠું પાન ૭૬૦ ઉ ર કદ દળદાર કીંમત રૂા. ૬) હાલ રૂ ૪) ભાગ્યોદય ઓફીસ--અમદાવાદ.

વૈદ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર

### ત્રીજી આવૃત્તિ

આ પુસ્તક હમણાં જ બહાર પાડયું છે. જેની અંદર મેસ્મેરીઝમ અને હિપ્નોટીઝમ વિદ્યા, યોગવિદ્યા, ત્રિકાળદર્શક દર્પણ અને ત્રિકાળ દર્શી આયના બનાવવાની વિદ્યા—દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, પ્રેતાવાહન વિદ્યા, પ્લેન્ચેટ બનાવવું, વશીકરણ વિદ્યા. કોકશાસ્ત્ર, રતીશાસ્ત્ર અને કામશાસ્ત્ર, સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

મંત્રવિદ્યા વશીકરણનો, લક્ષ્મીપ્રાપ્તિનો, વગેરે અનેક મંત્રો.

યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ, સુખપ્રસવનો એકત્રીસો યંત્ર—વીસોયંત્ર કાર્યસિદ્ધનો યંત્ર વિગેરે.

તંત્રવિદ્યા—ઈંદ્રજાળ અને જાદુઈ પ્રયોગો ચમત્કારીક પ્રયોગોનો સંગ્રહ હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવા; હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા, થોટ રીડીંગ વગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેમાંનો એકજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવી શકાય છે. કીંમત રૂા. ૫

# શ્રીમદ શંકરાચાર્ય અને શંકરદિગ્વિજય

શ્રી આદ્યશંકરાચાર્યનું વિસ્તૃત જીવનચરીત્ર, જેમાં—શ્રી શંકરાચાર્યે કરેલા દિગ્વિજયની વિસ્તાર સહીત હકીકત આપેલી છે. કીં. રૂ. ૪)

**સુખી દંપત્તિ—** અને ત્યાદેવીની આત્મકથા—આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી ૧૫ પ્રકરણો છે. જેમાં કુલટા સ્ત્રીઓથી પતિને પડતો ત્રાસ, પતિપત્નીની ફરજો, વિગેરે વિષયો છે. કીં. રૂ. ૧—૦—૦

શ્રી ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ—અમદાવાદ.

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

# ભાગ્યોદય

શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર આર્થિક ઉન્નતિ થાય તેવા, તત્વજ્ઞાનના, હુન્નરના, વૈદકના વિષયો અને રસમય વાર્તાઓ, મહા પુરૂષોનાં જીવનચરીત્રો, સ્ત્રી અને બાળકો કેળવાય તેવા વિષયો આ માસીકમાં આવે છે. દરવર્ષે ૧૫૦ પાનાની ઉત્તમ ભેટ મળે છે વાર્ષિક લવાજમ રૂ. ૩—૦—૦ નમુનાનો અંક મફત, આજેજ ગ્રાહક થાવ.

**સુખી ગૃહસંસાર**— અને સુભદ્રાની કુટુંબકથા-આ પુસ્તકમાં ૨૩ પ્રકરણોમાં સ્ત્રીપુરૂષને ઉપયોગી અનેક ઉપયોગી વિષયોનો રસીકવાર્તા રૂપે સંગ્રહ છે. કીં. રૂા. ૧ )

**રાજર્ષિ** ટાગોરકૃત સંસારમાં સર્વ વૈભવો છતાં એકરાજા રૂષીમયજીવન શી રીતે ગાળી શકે છે. અનેક લોભ લાલચથી ન ફસાતાં. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી તેને પ્રપંચીઓ વશ થઇ પાછું રાજ મળે છે. કીં રૂા. ૧—૮—૦

**તપસ્વી રાજકુમાર**—આ પુસ્તક વાંચવાથી અનેક ઐતિહાસીક બનાવો માણસોને આભા બનાવી દેઇ બોધ આપનાર આ નવલકથા છે. કીં. રૂ. ૧॥

**आत्मज्योति किंवा ब्रह्मदर्शन**—તત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક ગ્લેઝ કાગળોમાં ૧૫૦ પૃષ્ટનું છે. તે વાંચી મનન કરવાથી યોગ સંબંધી અનેક નવા વિચારો અને જ્ઞાન પ્રાપ્ત થશે. કીં. રૂ. ૧)

**સ્વર્ગીય સુખ** ઉત્તમ સદગુણો અને ઉત્તમ ચારીત્રથી મનુષ્યની જીંદગી શી રીતે સુધરે એ અનેક મહાપુરૂષોનાં દ્રષ્ટાંતો સહિત તેમાં સમજાવવામાં આવ્યું છે. કીં. રૂ. ૧—૦—૦

**ભાગ્યોદય ઓફીસ-અમદાવાદ.**

ધી અમદાવાદ દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટિકલ વર્કસ

તથા

દવે આયુર્વેદિક ફાર્મસી અને શ્રી ભાગ્યોદય પ્રિન્ટગ પ્રેસના માલીક વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવેકૃત લોકપ્રિય વદકનાં પુસ્તકો

# श्री चरकसंहिता.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર–પ્રથમ ભાગ. કીંમત રૂ. ૫—૦ જેમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન છે. તેમાં એવી નવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણે જાણતા ન હોવાથી, ઘણી પાશ્ચિમાત્ય શોધોથી અંજાઇએ છીએ. પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડોકટર હકીમ અને વૈદોએ આ પુસ્તક રાખવું જોઇએ કીં. ૫—૦

**ઘરનો વૈદ**— આ એક ઉત્તમ વૈદકનું પુસ્તક છે. જેના દશ ભાગ છે. તેમાં લગભગ ૫૩) પ્રકરણો છે. કીં. રૂ.૦–૧૨

## વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકના પહેલા ભાગમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. **બીજા ભાગમાં** દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત તથા તેના માત્રાઓ રસો વીગેરે છે. બન્ને ભાગની કીંમત રૂ. ૧–૮–૦

**દેશીવૈદુ**— હીંદુસ્તાનમાં પ્રખ્યાત વૈદો જે જે દવાઓ બનાવી વાપરે છે, તમામ ફાર્મસીઓ જે જે દવાઓ બનાવે છે તે સઘળી દવાઓની બનાવટ આ પુસ્તકમાં આપેલી છે. કીં.રૂ. ૧

**વિનોદચન્દ્ર**— એકઅતિ રસમય અને બોધકવાર્તાછે. આ પુસ્તકમાં સત્યને જય અને અસત્યનો ક્ષય છે. કીં.રૂ.૧–૦

શ્રી ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ–અમદાવાદ.

ધી અમદાવાદ દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્ક્સ

**ઝાડાને મરડાની ગોળી**—ઝાડો ને મરડો આ ગોળીઓથી મટે છે, ગમે તો લોહી કે પરૂ ઝાડે પડતુ હશે કે પાતળા ઝાડા થતા હશે તોપણ આ દવાથી મટે છે રૂ. ૦ાા

**દિલપસંદ વૉટર**—આ સુગંધીદાર વોટર મુખપર લગાડવાથી મોં ઉપરના ખીલ, ડાઘા, કરોળીઆ વિગેરે મટાડેછે અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપેછે. કીં રૂ૦ાા ત્રણ બાટલીની કી.૦-૮-૦

**સુખશાંતી લેપ**-ગમેતેવું ગડગુમડ બરનીંગળ થતું હોય ને રૂઝ ન આવતી હોય તો આ મલમથી તરત જ રૂઝ આવે છે રૂ. ૦ાા

**નપુષકત્વારિ લેપ**-આ લેપ લગાડવાથી નસો સતેજ થાયછે અને ધાતુની નબળાઇ મટાડી બળવાન બનાવે છે ડબીની કીં રૂ ૩)

**દવેનું દંતઅંજન**-દાંત દુ:ખતા હોય હાલતા હોય દાંતમાં સણકા નાંખતા હોય અવાળુ ફુલ્યું હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતનાં તમામ દરદો, સણકા દાંતનું હાલવું, દાંતની દુર્ગંધી મટાડેછે. દાંત સ્વચ્છ ને મજબુત બને છે, અને અવાળાં મટાડી દાંતને મજબુત કરે છે. કીં ૦ાા

**સાચા મોતીનો સુરમો**—આંખનાં ફુલ, છારી, રતાંધળાગણું. ખીલ અને ગરમી મટાડી આંખનું તેજ વધારેછે. તો ૧ની કીં રૂ ૧)

**મોતીનો સફેદ સુરમો**-આંખે ઠંડક આપેછે તો. ૧ની કીં રૂ ૨

**ચોખ્ખું મધ**-બાટલી ૧ ની કીં રૂ.૦ાાા

**આંબળાનો મુરબ્બો**-મગજે અને આંખે થંડક આપનાર અને ઉતમ છે. કીં રૂ. ૧ાા

**દવે કેમીકલ વર્ક્સ અને દવે આયુર્વેદિક ફાર્મસી**

**રીચીરોડ—અમદાવાદ.**



# આત્મબળ

## કિંવા

## આનંદના ગુપ્ત ઝરાના સત્ય માર્ગો.

### પ્રકરણ ૧ લું

**તમારા કાર્યનો આરંભ કરો-જે ફળની સિદ્ધિ આપશે**

સર્વ સાધારણ વસ્તુઓ, પ્રત્યેક દિવસનાં કામકાજ, જેનો કલાકમાં પ્રારંભ થઇ કલાકમાં જ સમાપ્ત થાય છે. આપણો સંતોષ અને અસંતોષ એ સર્વ એક પ્રકારની નિસરણીઓ છે કે જેના વડે આપણે ઉપર પહોંચી શકીયે છીએ

આપણને પાંખો નથી કે જેથી આપણે ઉડી શકીએ, પરન્તુ આપણે પગ તો છે કે જેથી આપણે ઉડી શકીએ નહીં, પણ ઉંચે ચઢી શકીએ છીએ. લાંગફેલો.

મનુષ્યજીવનનાં સાધારણ કાર્યો, સાધારણ નિયમો અને આકાંક્ષાઓને સુંદર રંગોમાં પ્રકાશિત કરવી એ મને રૂચીદાયક લાગે છે.

—બ્રાઉનિંગ

મનુષ્ય જીવન આરંભ કરવામાં પરિપૂર્ણ છે. દરરોજ અથવા તો હર ઘડીએ મનુષ્ય કાંઇને કાંઇનો આરંભ તો કરે છે. ઘણાં કાર્યો આરંભમાં નાનાં અને તુચ્છ દેખાય છે, પરંતુ વાસ્તવમાં એ બહુજ મહત્વપૂર્ણ હોય છે.

સ્થૂલ સંસારમાં જોઇશું તો પ્રત્યેક કાર્યની શરૂઆત અલ્પ આરંભ થીજ થાયછે. મોટામાં મોટી નદીનો જ્યાં આરંભ થાયછે ત્યાં તે એટલી સાંકડી હોય છે કે તેનો રેલો પણ ઉલ્લંઘી શકાય છે. મહા પ્રચંડ તોફાનોનો વર્ષાદના થોડા જળનાં ટીપાંથી આરંભ થાય છે. એક વિશાળ વટવૃક્ષ કે જે હજારો વર્ષના શીયાળા સહન કરી ચૂકયું છે, તે એક દિવસ નાના સરખા છોડ રૂપે હતું. હોલવાઇ જતી દિવાસળી જો કાંઇક અસાવધાનીથી પડી જાય તો એક વિશાળ નગરને પણ ભસ્મિભૂત કરી શકે છે.

આ પ્રકારે સૂક્ષ્મ સંસારમાં જુઓ, મહત્તાનો લઘુતાથી જ આરંભ થાય છે. એક સાધારણ વિચારથી અદભૂત આવિષ્કાર કિંવા શિલ્પના કોઇ ચિરસ્થાયી કાર્યનો આરંભ થાય છે. ન્યુટને પતંગ ઉડાવવાં ઉડાવતાં વિદ્યુત–વિજળીના નિયમોનો અવિસ્કાર કર્યો હતો. મુખમાંથી નીકળેલા એકજ વાકયથી ઇતિહાસનો ફેરફાર થઇ શકે છે. એક પવિત્ર વિચાર કરવાથી સંસારના ઉદ્ધારની શકિતનું જ્ઞાન થઇ શકે છે. અને એક ક્ષણિક પાશવિક વિચારથી અને ઘોર અત્યાચાર થઇ શકેછે.

ઉપર કહેલી વાતોથી હવે તમને આરંભનું મહત્વ સમજાયું હશે. હવે તમને સમજાયું હશે કે કોઇ કાર્યનો બગાડો અને સુધારો એ તેના આરંભ ઉપર ઘણો આધાર રાખે છે. જાણો છો કે તમે કેટલાં કાર્યનો આરંભ કરો છો અને તેનું શું શું મહત્વ છે. જો ન જાણતા હો તો જરા મારી સાથે આવો અને એ આનંદના ગુપ્ત માર્ગોની શોધ

કો. કેમકે જો તમે એ ગુપ્તમાર્ગોની બુદ્ધિપૂર્વક શોધ કરી તેને પ્રાપ્ત કરી લેશો તો એ તમારે માટે આનન્દ,શક્તિ અને ધૈર્યદાયક થશે.

કાર્યનો આરંભ કરવો એજ કાર્યનું કારણ છે. જ્યાં કારણ છે ત્યાં તેનાં એક કે એકથી અધિક પરિણામ જરૂર હોવાનાં અને પરિણામ પણ એવાંજ હશે કે જેવાં કારણ હોય છે. કોઇ પણ કાર્યનો જે પ્રકારે આરંભ થશે તેવુંજ તેનું પરિણામ આવશે. જ્યાં આરંભ છે ત્યાં અન્ત, પરિપૂર્ણતા, પરિણામ અને ઉદ્દેશ્ય પણ જરૂર હોવાનો જ. મનુષ્ય ઘરમાંથી બહાર નીકળી રસ્તામાં આવે છે અને રસ્તે ચાલી તે કોઇ ધારેલા સ્થળે પહોચે છે. એ પ્રકારે કાર્યના આરંભથી પરિણામ મળે છે અને પરિણામથી સમ્પૂર્ણતા પ્રાપ્ત થાય છે.

કોઇ પણ કાર્યનો આરંભ જેવો સારો કે ખરાબ હશે તેવુંજ તેનું સારૂં કે નઠારું પરિણામ આવવાનું જો સાવધાનીથી અને વિચાર પૂર્વક કાર્યોના ખરાબ રીતે આરંભ કરવામાંથી તમે બચી જશો તો તેનાં દુષ્પરિણામોથી પણ તમે જરૂર બચી જશો અને સુપરિણામોનાં ફળ મેળવશો.

કેટલાંક કાર્યનો એવી રીતે આરંભ થાય છે કે જે ઉપર તમારો કોઇ અધિકાર ચાલતો નથી એ આરંભ તમારી બહાર,તમારી ચારે તરફ, સંસારના પ્રાકૃતિક પદાર્થોદ્વારા કે અન્ય મનુષ્યો દ્વારા થાય છે કે જેમને તમારા જેટલીજ કાર્યમાં સ્વતંત્રતા હોય છે. ધારો કે વર્ષાદ ચાલુ ત્યારે, વખતે કે કવખતે વરસે તો તેના ઉપર તમારો અધિકાર નથી, ચોર ગમે ત્યારે ચોરી કરી જાય, પણ તેના કાર્યના આરંભ પર તમારી સત્તા નથી. એવા આરંભો સાથે તમારે કાંઇ પ્રયોજન નથી. તમે તમારી શક્તિ અને ધ્યાનને એવા કાર્યના આરંભોમાં જોડો કે જેના પર તમારો પૂર્ણ અધિકાર હોય તો તમારૂં જી-

વન સુખપૂર્વક વિતાવી શકાય. એવાં કાર્યોનો આરંભ એ તમારા પોતાના વિચારો અને કાર્યો ઉપર આધાર રાખે છે.

તમે જે નાના પ્રકારનાં કાર્યોનો અનુભવ કરો છો તેના સંપાદનમાં જેવા તમારા મનોભાવ હશે તેવોજ તેનો આરંભ થશે. અથવા: ધારો કે તમારી દિનચર્યા, અને તમારા જીવનમાં જે તમારૂં અંતર્જગત છે. તમે જે જે આરંભ કરો છો એના પર તમારે ખાસ લક્ષ્ય રાખવું જોઇએ. જીવનના આનંદને માટે સર્વથી સીધો, સાદો આરંભ વિચરવા અને કરવા યોગ્ય એ છે કે દિનચર્યાનો. કે જેને આપણે પ્રતિદિન કરીએ છીએ, તેનો કેવા પ્રકારે આરંભ કરવો.

આપણે હંમેશાં જોવું જોઇએકે સૂર્યોદય થાયા પછી આપણી દિનચર્યાનો કેવા પ્રકારે આરંભ કરીએ છીએ. આપણે પ્રાત:કાલે કેટલા વાગે ઉઠીએ છીએ અને કેવા પ્રકારે આપણાં કર્ત્તવ્યોનો આરંભ કરીએ છીએ. પ્રત્યેક નવીન દિવસના પવિત્ર જીવનમાં કેવા પ્રકારના ધ્યાનમાં તત્પર રહીએ છીએ, અને આ મહા પ્રશ્નનો આપણું અંત:કરણ શો જવાબ આપે છે. આવી સાવધાનતા રાખવાથી આપણને જણાશે કે: દરરોજના ઉચિત કે અનુચિત કાર્યના આરંભ પર જ આપણા આખા દિવસના સુખદુ:ખનો આધાર છે. જો દરરોજ વિવેકપૂર્વક કાર્યનો આરંભ કરવામાં આવે તો આખો દિવસ આનંદમાં વિતશે અને જીવનના આદર્શરૂપ આનંદમાં ન્યૂનતા નહિંજ જણાય.

પ્રાત:કાલે વ્હેલા ઉઠવું એ દૈનિક કાર્યોનો ઉચિત અને સબલ આરંભ કર્યો એમ સમજવું. જો સ્હવારમાં વ્હેલા ઉઠીને તમારે કોઇ વિશેષ કાર્ય કરવાનું ના પણ હોય, તો પણ ઉચિત સમયે આળસનો ત્યાગ કરી દૈનિક કામોના સબળતાથી આરંભ કરવો એ આપણું મન્તવ્ય બનાવી લેવું જોઇએ. જો સૂર્યોદય સમયે તમે તમારી દિનચર્યાનો

નિર્બળતાની સાથે આરંભ કરશો તો ફરી તમે તમારા મનોબળ અને શારીરિક બળને કેવી રીતે વધારી શકશો ? તમારા દોષોને દયાળુતાથી જોશો તો દુઃખ પ્રાપ્ત કરશો. જે મનુષ્ય દિવસ ચઢતા સુધી પથારીમાં સૂઇ જાય છે, અને વ્હેલા ઉઠતા નથી તેવા મનુષ્યો કદી ઉજ્વલ, આનંદી અને હૃષ્ટપુષ્ટ રહેતા નથી, પરંતુ તેવા મનુષ્યો હંમેશાં ચીડીઆ સ્વભાવના, આળસુ, દુર્બળ, ક્ષીણ દુઃખી અને સ્વભાવના ચિકાર બની રહેલા હોય છે. દૈનિક કર્ત્વ્યોમાં જેઓ ઢીલાપણું રાખે છે તેને લીધેજ તેમને એ ભારે દંડ અસુખાકારીનો ભોગવવો પડે છે.

જેમ દારૂડીયા લોકો દરરોજ દારૂ પીએ છે અને માને છે કે દારૂ પીવાથી શરીર પુષ્ટ રહેશે, પણ ખરી રીતે તો તેથી તેમનાં શરીર બગડે છે, એજ પ્રકારે આળસુ લોકો પોતાના શરીરને બહારથી આરામ મળે એ હેતુથી બેસી રહે છે અને માને છે કે મારૂં ઉદાસ મન દુર્બળતા અને અસ્વસ્થતાને દૂર કરવાને માટે મારે ચિરકાલ સુધી આરામ લેવોજ જોઇએ. યથાર્થમાં જોઇશું તો એ સર્વ શરીરની ગડબડ ચાલુ આરામ લેવાથીજ ઉત્પન્ન થાય છે. આ પ્રકારના અસત્ય આત્મલાલનથી મનુષ્યને કેટલી બધી હાનિ ભોગવવી પડે છે તેથી તે અજાણુજ રહે છે. મન અને શારીરિક શક્તિની હાનિ, વૈભવ. જ્ઞાન અને સુખની હાનિ એ સર્વ એ આત્મ-ક્ષમાને લીધેજ ભોગવે છે.

દિવસના ઘણા વ્હેલા ઉઠીને કામનો આરંભ કરવો જોઇએ. કદાચ વહેલા ઉઠવાનું કોઇ બહુ પ્રયોજન ન હોય તોપણ જલદી ઉઠવું જ જોઇએ, વ્હેલા ઉઠી બહાર ફરવા માટે ચાલ્યા જાઓ અને પ્રકૃતિના સૌન્દર્યને જુઓ. એમ કરવાથી તમને શક્તિ, તેજ, તાજગી, હર્ષ અને શાન્તિનો એવો સારો અનુભવ થશે કે તમારા જલ્દી ઉઠવાના પરિશ્રમનું ઇનામ તમને જરૂર મળી જશે. એમ પ્રયત્ન સારો કરવાથી

બીજો પ્રયત્ન પણ સારો થાય છે. જ્યારે મનુષ્ય જલ્દી ઉઠીને દિવસના નિત્યકર્મનો આરંભ કરી દે છે, અને એ સમયે તેને કોઇ વિશેષ કાર્ય કરવાનું હોતું નથી, છતાં પણ રોજ વ્હેલા ઉઠવાથી તેનું મન સ્વચ્છ અને વિચાર શાન્ત થઇ જાય છે. ધીરે ધીરે તે વિચારશીલ થઇ જાય છે. અને જીવન, જીવનના પ્રશ્નો, અને જાતે પોતાના કાર્યને સ્વચ્છ રીતે પ્રકાશ રૂપે જુએ છે. એથી તેનો અભ્યાસ થઇ જાય છે અને સવારે તે એવા પ્રયોજનથી જલ્દી ઉઠવા લાગે છે કે જેથી તે પ્રત્યેક કઠિનતાને વિવેક અને શાન્ત બલથી દૂર કરવાને માટે પોતાનાં મનને સુઘટિત અને સહાયભૂત કરી લે છે.

પ્રાતઃકાલના વખતે એક પ્રકારની દૈવી શક્તિ, પવિત્ર મૌન અને અપ્રકાશિત શાન્તિ હોય છે. કાર્ય કુશળ અને સબળ મનુષ્ય જે આરામની ચાદરને ફેંકી દઇ ઉગતા સૂર્યના દર્શન કરવા માટે પર્વત પર જશે, તે આનંદ અને સત્યના બહુજ ઉન્નત પલંગ પર પણ ચઢી જશે. પ્રાતઃકાલે વ્હેલા ઉઠી કાર્યારંભ કરવાથી ભોજન કરવામાં પણ પ્રસન્નતા જણાશે અને સંપૂર્ણ દિવસના કર્તવ્ય કર્મો સારી રીતે થઇ શકશે અને એ રીતે તમારો દિવસ સફળ થશે.

એક પ્રકારે જોઇશું તો પ્રત્યેક નવીન દિવસ એ એક નવીન જીવનનો આરંભ છે, જેમાં મનુષ્ય નવા વિચાર અને કાર્ય નૂતન વિવેક અને ઉત્સાહથી કરી શકે છે.

દરેક દિવસ એ એક નવો આરંભ છે, પ્રતિદિન સવારે સંસાર નવીન હોય છે. તમે જો દુઃખ અને પાપથી થાકી ગયા હો, તો તમારૂં જીવન બદલવાને માટે, તમારે માટે તેમ અમારે માટે પણ એક સુન્દર આશા બાંધી શકો છો.

ગઇ કાલની વાતો પર, ગઇ ગુજરી ભૂલો પર, અને થઇ ગયેલા

પાપો માટે આજે એટલો વધુ વિચાર ન કરો કે જેથી આજના દિવસનાં કાર્ય કરવાને માટે પણ તમારામાં વેગ અને શક્તિ બાકી ન રહી જાય. વળી એવા વિચારને પણ ન કરો કે કાલે પાપ કર્યું છે તો આજે પુણ્ય ન થઇ શકે. ગઇ કાલના અનુભવથી આજના દિવસનો બિલકુલ નવી પ્રણાલીથી આરંભ કરો. અને પૂર્વ કરતાં આજે ઉત્તમ પ્રકારે કાર્ય કરવાનો ઉદ્યોગ કરો. પરંતુ જો તમે આરંભજ સારી રીતે નહિં કરી શકો તો કાર્ય પણ સારી રીતે નહિં કરી શકો. દિવસભરની સફળતા પ્રાતઃકાલના સારા આરંભ ઉપર આધાર રાખે છે.

બીજા પ્રકારનો આરંભ કે જે બહુ મહત્વનો છે, કે કોઇ વિશેષ અને વિશાલ કાર્યનો આરંભ કરવાનો છે. મનુષ્ય જ્યારે ઘર બનાવે છે ત્યારે તેનો આરંભ કેવા પ્રકારે કરે છે? જે મકાન બનાવવાનું હોય તેનો પહેલાં નકશો બનાવવામાં આવે છે તે પછી પાયાથી તે નેવાં સુધીનો સંપૂર્ણ નકશાના પ્રત્યેક અંગનું અનુકરણ કરવામાં આવે છે. જો આરંભમાં મકાનનો નકશો ન બનાવવામાં આવે તો પરિણામ નિષ્ફળ જશે અને મકાન પ્રથમ તો તુટ્યુ ફુટ્યુ બનશે. સંપૂર્ણ નહિ બને. અને કદાચ બનાવશે તો તે અદ્દ અને નકામું બનશે. આ નિયમ દરેક મહા કાર્યને પણ લાગુ પડે છે. કોઇ પણ મહત્વના કાર્યનો પ્રથમ નિયમ અને યોગ્ય આરંભ એ છે કે તેને જેવું બનાવવું હોય તેને યોગ્ય કલ્પનાચિત્ર પોતાના મનમાં રચવું જોઇએ. પ્રકૃતિ દેવી રદ્દી અને ડામાડોલ કાર્યને પસંદ કરતી નથી. પ્રકૃતિ ગડબડાટની શત્રુ છે. એ કહેવું યોગ્ય છે કે ગડબડાટ અને નાશ એ એકજ વસ્તુનાં બે નામ છે. સુઢંગ પરિમિતતા અને ઉદ્દેશ સદા અને સર્વદા સ્થિર રહે છે. તે મનુષ્ય જે પોતાનાં કાર્યોમાં એ તત્વોને ભુલી જાય છે તે યથાર્થતા, સંપૂર્ણતા અને સફળતાને મેળવી શકતા નથી.

નિયમ વગરનું જીવન જે ઘડીએ ઉત્પન્ન થાય છે તે ઘડી વ્યર્થ સમજવી એવા જીવનમાં કેવળ અસંતોષ જ ઉત્પન્ન થાય છે. અને તે જીવન અરધું પણ સમાપ્ત થતું નથી, કે તે પહેલાં જ એક પ્રકારની વિટંબના ઉભી થાય છે.

જો કાંઇ પણ મનુષ્ય કોઇ પણ કાર્યની પૂરી રૂપરેખાનું કલ્પના ચિત્ર પોતાના મનમાં ખડુ કર્યા વગર કાર્યનો પ્રથમ આરંભ કરશે તો તે પોતાના પ્રયત્નોને નિશ્ફળ કરશે અને કોઇ રીતે સિદ્ધિ નહિં મળે. જે નિયમ મકાન બનાવવામાં કામમાં લેવામાં આવે છે તેજ નિયમ અન્ય કાર્યોમાં પણ લાગુ પડે છે. સારો નકશો બનાવવાથી તેની સાધનાને માટે પ્રયત્ન પણ સારી રીતે કરવો પડશે અને એમ થવાથી કાર્ય સંપૂર્ણપણે સફળતાથી અને આનન્દની સાથે સંપાદિત થઇ શકશે.

કેવળ વ્યાપાર અને હુન્નરઉદ્યોગનાં કાર્યોમાંજ નહિં, પરંતું સર્વ પ્રકારનાં કાર્યોમાં એજ નિયમ લાગુ પડે છે. લેખકે પુસ્તક રચવામાં, ચિત્રકારે ચિત્ર બનાવવામાં, વક્તાએ વ્યાખ્યાન દેવામાં, સુધારકે સુધારો કરવામાં, નવી નવી શોધો કરવામાં, સેનાપતિએ લડાઈ કરવામાં એ સર્વ કાર્યોમાં, કાર્યનો આરંભ કરતા પહેલાં જે પ્રકારે કાંઇ કરવું હોય તેનો નકશો, મગજમાં સાવધાનીની સાથે રચવો પડે છે. જેવી રીતે પૂર્વ કલ્પિત નકશાની એકતા, સુદ્દઢતા, અને પૂર્ણતા હશે તેવીજ રીતે અંતે એ કાર્યની સિદ્ધિ થશે.

કાર્ય કુશળ, પ્રભાવશાળી અને ભલા મનુષ્યો તો એ છે કે જેમણે આવા પ્રકારનાં જ્ઞાન સંપાદન કરવાની સાથે સાથે એ ધુંધલાં અને ગુઢ આરંભના ગુપ્ત મહત્વને સમજી લઈ તેને કામમાં લેવાનું શીખી લીધું હોય છે કે જેને મૂર્ખ મનુષ્યો તુચ્છ સમજીને છોડી દે છે. પરંતુ

સર્વોપરિ અને મહાન આરંભ કે જેના પર દુઃખ અને આનંદનો હંમેશાં આધાર છે, એને જેને મનુષ્યો બિલકુલ ભૂલેલા છે. અથવા તો બહુજ ઓછું મહત્વ સમજે છે તે વિચારનું ગુપ્ત કારણ જ્ઞાન મનમાં ઉત્પન્ન થવું એ છે.

તમારૂં સમસ્ત જીવન એ કારણોના ફળોની શ્રેણી છે કે જે તમારા મનમાં ઉત્પન્ન થાય છે. મનુષ્યોનું આખું ચરિત્ર તેના વિચારોથી બને છે બધાં કાર્ય સારા કે ખોટાં એ વિચારોનાં ચિત્ર છે., જે પહેલાં મનમાં આચ્છાદિત રહે છે અને ફરી નજરે જણાય છે. જમીનમાં રોપેલું બીજ એ કોઈ વૃક્ષનો આરંભ છે. બીજ ઉગે છે અને વૃક્ષ ઉગી પ્રકાશમા આવી વધે છે. એ પ્રકારે મસ્તકમાં ઉઠી આવેલો વિચાર એ મનુષ્યના ચરિત્રનો આરંભ છે. વિચાર પહેલાં પોતાનું મૂળ મગજમાં જમવે છે અને ફરી તે તેને પ્રકાશ તરફ કાર્ય અને ચરિત્રના રૂપમાં બહાર ઢકેલે છે, જેથી સ્વભાવ અને ભાગ્ય સંઘટિત થાય છે.

ઘૃણિત, ક્રોધાન્વિત, ઇર્ષ્યાપૂર્ણ, લોભી અને અપવિત્ર વિચાર ઉત્પન્ન થવા એ અનુચિત આરંભ છે. જેના વડે દુઃખદાયક ફળ મળે છે. પ્રેમી, નમ્ર, દયાળુ સ્વાર્થશૂન્ય અને પવિત્ર વિચારોનું ઉત્પન્ન થવું એ ઉચિત આરંભ છે. જેથી આનન્દદાયક ફળ મળે છે. એ નિયમ બહુજ શુદ્ધ સીધો અને સત્ય છે. પરંતુ મનુષ્ય તેને ઘણો ભૂલે છે અને તુચ્છ સમજે છે.

જે માળી જાણી શકે છે કે સાવધાનીથી કેવી રીતે ક્યારે અને ક્યાં બીજ વાવવાં જોઇએ તે ઉત્તમ ફળને પ્રાપ્ત કરે છે અને વૃક્ષ વિદ્યાનું વધુ જ્ઞાન સંપાદન કરે છે. જે ઉત્તમ આરંભ કરે છે તેના તેના આત્મા ઉત્તમ ફસલથી આનન્દિત થાય છે. જે મનુષ્ય શક્તિમાન, ઉપયોગી અને પુણ્યમય વિચારોનાં બીજ પોતાના મગજમાં સારી રીતે વાવવાની રીતનું ધ્યાનપૂર્વક અધ્યયન કરે છે, તે જીવનમા સર્વોત્તમ

ફળ પ્રાપ્ત કરે છે અને સત્યનું વધુ જ્ઞાન સંકલિત કરે છે. જેઓ પોતના મગજમાં પવિત્ર અને ઉચ્ચ વિચારનું સેવન કર્યા કરે છે તેમને સર્વોત્તમ આનંદની પ્રાપ્તિ થાય છે. શુદ્ધ વિચારથી શુદ્ધ અને સત્ય કાર્ય ઉત્પન્ન થાય છે, સત્ય કાર્યોથી શુદ્ધ જીવન પ્રાપ્ત થાય છે, અને શુદ્ધ જીવનથી સર્વાનન્દની પ્રાપ્તિ થાય છે.

જે મનુષ્ય પોતાના વિચારો અને ઉદ્દેશ્યની તરફ ધ્યાન આપે છે અને દૂષિત વિચારોને બહાર કહાડી તેના સ્થાને સદ્વિચારને ધારણ કરવાનો દરરોજ યત્ન કરે છે, તે અંતમાં એ જ્ઞાનને પ્રાપ્ત કરી લે છે કે એ પરિણામો અને ફળોનો આરંભ, કે જેનો તેના અસ્તિત્વની પ્રત્યેક નસ ઉપર પ્રભાવ પડે છે, અને જેના પર તેના જીવનના પ્રત્યેક કાર્યનો આધાર છે તે તેના વિચાર જ છે. જ્યારે તે આ પ્રકારે દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરી લે છે ત્યારે કેવળ સત્ય વિચાર સેવે છે, જેથી શાન્તિ અને આનન્દ પ્રાપ્ત થાય છે.

દૂષિત વિચાર મનમાં ઉત્પન્ન થતી વખતે, વૃદ્ધિંગત થતી વખતે કિંવા પરિણત થતી વખતે પણ ક્લેશદાયક હોય છે. પરંતુ શુદ્ધ વિચારોનું ઉત્પાદન તથા વૃદ્ધિ અને પરિણામે પણ આનંદ જ મળે છે.

બુદ્ધિશાળી મનુષ્યોએ તો ઘણેભાગે શુદ્ધ અને સત્ય આરંભ જ શોધવા અને કરવા જોઇએ. એ સત્ય અને શુદ્ધ આરંભમાં સર્વોત્તમ અને સર્વવ્યાપક આરંભ કે જે સકલ સુખોનું મૂળ છે, તે માનસિક શક્તિઓનું શુદ્ધ અને ઉચિત સંચાલન છે. અર્થાત આત્મદમન, મનોબલ દૃઢતા, શક્તિ, પવિત્રતા, વિનય, વિવેક અને જ્ઞાનને ધીમે ધીમે વધારવું એજ છે. એથી જીવન પરિપૂર્ણતાને પહોંચે છે. કેમકે જે પરિપક્વતાની સાથે વિચાર કરે છે તે સમસ્ત દુઃખોને દૂર કરી દે છે. એવા મનુષ્યોની પ્રત્યેક ક્ષણ શાંતિમય છે, એનાં વર્ષ સુખપૂર્ણ જાય છે અને તે પૂર્ણાનન્દને પ્રાપ્ત કરી લે છે.

૧૩૪૫૩



## પ્રકરણ બીજું

---

### સાધારણ કાર્ય અને કર્ત્તવ્ય

આપણાં કર્ત્તવ્યની પાસે એવી કુંચી છે કે જે આપણા માટે સ્વર્ગનાં દ્વારનાં તાળાં ઉઘાડશે, ઉતાવળથી પણ નહિ, પરંતુ યોગ્ય સમયે જે મનુષ્ય ત્યાં પહોંચશે તે સ્વર્ગીય દશ્યને જોઇ શકશે.

પેલા તારાની માફક કે જે ઉંચે આકાશમાં ચમકતો હોય છે, પ્રત્યેક મનુષ્યે પોતાના દૈનીક કર્ત્તવ્યની દઢતાની સાથે પરિક્રમા કરવી જોઇએ — ગેટે.

જેવી રીતે કાર્યના યોગ્ય આરંભથી સુખ અને અનુચિત આરંભથી દુઃખ મળે છે, એ પ્રકારે સાધારણ કાર્યો અને કર્ત્તવ્યોથી ક્લેશ અને આનંદ પ્રાપ્ત થાય છે. જાતે કર્ત્તવ્યપાલનમાં એવી કોઇ શક્તિ છે કે જે મનુષ્યને સુખ કે દુઃખ આપે છે એવું કાંઇ નથી. પરંતુ સુખ ને દુઃખ આપનાર તો મનનો એક ભાવ માત્ર છે કે જેવડે કર્ત્તવ્ય પાલન કરવામાં આવે છે. જે ભાવવડે કરીને આપણે કર્ત્તવ્ય પરાયણતાએ પહોંચીએ છીએ અને કર્ત્તવ્યપાલન કરીએ છીએ, એના ઉપર પ્રત્યેક કાર્યનો આધાર છે. ક્ષુદ્ર કાર્યને નિઃસ્વાર્થ વિવેક અને પૂર્ણતાથી કરવાથી બહુ વધુ સુખ મળતું નથી પરંતુ તેથી એક મહાન્ શકિત પ્રાપ્ત થાય છે. કેમકે જેમ ટીપે ટીપે ઘડો ભરાય છે, તેવી રીતે

જીવન પણ નાનાં નાનાં કાર્યોથી સંપૂર્ણ બને છે. જીવનનાં સાધારણ દૈનિક કાર્યોમાં વિવેક અંતર્વ્યાપ્ત છે. અને જ્યારે કોઇ વસ્તુના જુદા જુદા ભાગ સંપૂર્ણ થાય છે તો તે આખી વસ્તુ પણ જરૂર સંપૂર્ણ થાય છે.

સંસારની બધી વસ્તુઓ નાના નાના પરમાણુઓથી બનેલી છે અને અલ્પ વસ્તુઓની સંપૂર્ણતા પર મોટી મોટી વસ્તુઓની સંપૂર્ણતાનો આધાર છે. જો સૃષ્ટિના કોઇ વિશેષ અંગની બનાવટમાં ખામી હોય તો સંપૂર્ણ સૃષ્ટિમાં પણ ન્યૂનતા રહેવાની. જો કોઇ વસ્તુમાંનું કાંઈ પરમાણું કહાડી લેવામાં આવે તો તે વસ્તુનું સ્થિર રહેવું એ પણ કઠણ થઇ જશે, રેતી કે માટીના કણો વગર પૃથ્વી બનતી નથી અને માટી કે રેતીનો નાન્હામાં નાન્હો કણ પણ જો સંપૂર્ણ હશે તો પૃથ્વી પણ સંપૂર્ણ છે. ક્ષુદ્રકાર્યને ભૂલી જવાથી મહાન કાર્યમાં પણ ગડબડ મચી રહે છે. હિમનું ફેણ એટલું જ સંપૂર્ણ છે કે જેટલો એક નભોમંડળનો તારો સંપૂર્ણ છે. ઝાકળનું એક બિન્દુ એટલુંજ સુરચિત છે કે જેટલી ભૂગોળ સુંદર છે.

એક સૂક્ષ્મ કૃમિ પણ મનુષ્ય જેટલીજ કાળજીથી અને હિસાબથી બનાવેલ હોય છે, પત્થર પર પત્થર મૂકવાથી અને તેને ચુનાથી બરોબર જમાવવાથી અંતે સુંદર મકાન ચણી શકાય છે, દરેક નાનાથી મોટું થાય છે. નાનું મોટાનું અનુચર નથી પણ તેને જ્ઞાન કરાવનાર વિવેક અને સ્વામી તુલ્ય છે.

ઘમંડી, લાલચુ મનુષ્ય મહત્ત્વને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છાથી મોટાં કાર્યો કરવાની તપાસ કરે છે અને જે નાનાં કાર્યો કે જેને તરતમાં કરવાની આવશ્યકતા હોય છે, પરંતુ જે કરવાથી મિથ્યા પ્રશંસા નથી થતી તેને તુચ્છ સમજીને કરવાં તેમાં તે પોતાનું

મન્તવ્ય અને પુરુષાર્થ સમજતા નથી, અને તેને ઘૃણાની દષ્ટિથી જુએ છે. મૂર્ખમાં નમ્રતા હોતી નથી એથી તેનામાં જ્ઞાન પણ હોતું નથી અને અહંકારથી ફુલાઇ તે અસંભવિત કાર્યો કરવાનો પ્રયત્ન કરે છે.

મહાન પુરુષો નાનાં નાનાં કાર્યોને સંદેહ રહિત અને સ્વાર્થ શુન્ય ભાવથી કરે છે. જેથી તેમની કોઇ પ્રશંસા કરે કે ન કરે, ઇનામ મળે કે નહિં, તેની તેમને દરકાર હોતી નથી. તે ઘમંડ અને લાલચનો ત્યાગ કરી જ્ઞાનવાન અને શકિતમાન બને છે. મહાન્પુરુષો મહત્ત્વને શોધતા નથી, પરંતુ ભકિત, નિઃસ્વાર્થતા અને સત્યને શોધે છે. તેવા લોકો વ્યવહારના સાધારણ કાર્યો અને કર્ત્તવ્યોને કરતા છતાં ઉપરના ગુણોને પ્રાપ્ત કરીને મહત્વના શિખરપર એની મેળે જ ચઢી જાય છે. મોટાઇ મેળવવા મોટાં કામો કરવાની જરૂર નથી, પરંતુ એમને એમજ સાંસારિક સર્વ સાધારણ કર્ત્તવ્યોને દિન પ્રતિદીન પ્રમાણિક પણે, નિઃસ્વાર્થપણે અને સત્યથી કરવાથી મોટાઇ તો આપોઆપ જ મળે છે.

મહાપુરૂષો તો પ્રત્યેક ક્ષણ, પ્રત્યેક શબ્દ, સ્વાગત, ભોજન, વસ્ત્ર, પત્રવ્યવહાર, વિશ્રામ, કાર્ય, પ્રયત્ન, કૃતજ્ઞતા, ઇત્યાદિ નાની નાની હજારો વાતોને પણ મોટી સમજે છે. તે પ્રત્યેક કાર્યને નિયમીત કરવું સમજે છે અને એ કાર્યને શાંત વિચારથી કરવું કે જેથી જીવન સુખી અને સંપુર્ણ બને. મહાપુરૂષો ભૂલ્યો કરતા નથી, તેમ કામ કરવામા ઉતાવળ પણ કરતા નથી, તે અશુદ્ધિઓ અને મુર્ખતાથી બચવા માટે યત્ન કરે છે. પોતાના સન્મુખ ઉપસ્થિત થયેલાં કાર્યને ચાહે તે લઘુ હોય કે મહાન હોય પણ તે ધ્યાન આપીને કરે છે. તેને આગળ ઉપર કરીશું કહી રહેવા દેતા નથી, તેમ તેના સંપાદનને માટે ખેદ પણ કરતા નથી. હર્ષ અને ખેદને ભૂલી પોતાને કર્ત

વ્યમાં જોડી દે છે અને બાળક જેવી સરલતા અને નૈસર્ગિકશકિતને પ્રાપ્ત કરી લે છે કે જેને મહત્વ કહે છે.

એક વિદ્વાનનું કહેવું છે કે જેવી રીતે કોઇ રાજાને ઘેર રહેતા હો કે ભોજન કરતા હો તેવી રીતે તમે તમારા ઘરમાં આનંદપૂર્વક રહો અને એવાજ હર્ષથી ભોજન કરો. આ ઉપદેશ નાની નાની વાતોનું મહત્ત્વ બતાવે છે. બુદ્ધ ભગવાન પણ કહે છે કે જો કોઇ કામને કરવું હોય તો તે ગમે તેટલું નાનું હોય તો પણ તેના ઉપર પ્રબળતાથી આક્રમણ કરવું જોઇએ. નાનાં કાર્યોને ભૂલવાં, અથવા તો તેને આળસથી કે મન ચોટાડયા વગર કરવાં તે દુર્બળતા અને મુર્ખતાનાં લક્ષણ છે.

દરેક કાર્ય નિઃસ્વાર્થતા અને ધ્યાનપૂર્વક કરવાથી પ્રકૃતિના નિયમાનુસાર મનુષ્યનાં કર્તવ્યપાલનની શકિત પણ ઉચ્ચકોટીની થઇ જાય છે. કેમકે કર્તવ્ય પાલનથી બળની વૃદ્ધિ થાય છે, અને શુદ્ધ મન સત્તા અને ચરિત્રતા પરિપકવતને પહોંચે છે. જેવી રીતે વૃક્ષમાં એની મેળેજ પ્રકૃતિના ધર્માનુંસાર પુષ્પની કળી આવે છે, એ પ્રકારે મનુષ્ય કર્ત્તવ્ય પરાયણતાથી એની મેળેજ મહત્વતાને પ્રાપ્ત કરે છે. અને લાગ લગાટ શકિત અને પરિશ્રમની સાથે પ્રત્યેક પ્રશ્નને ઉચિત સ્થાન અને સમયસર પોતાનું જીવન અને ચરિત્રને સુંદર બનાવી લે છે.

ઇચ્છાશકિત કિંવા મનોબલ અને માનસિક ધ્યાનની વૃદ્ધિને માટે સંસારમાં જેટલા પ્રચલિત ઉપાયો છે, તે અનુભવની દ્રષ્ટિથી જોતાં નિરર્થક જણાય છે. પ્રાણાયામ આસન, નેત્રપ્રહાર, તંત્ર, મંત્ર એ સર્વ ધાર્મિક પ્રયોગો છે. પરંતુ આ સત્ય માર્ગો કિંવા રોજના કર્ત્તવ્ય પાલનના માર્ગો ચાલવાથી ઇચ્છા શકિત અને માનસિકબળ

સારી રીતે વધી શકે છે સારા સારા મનુષ્યો પણ ભૂલેલા છે અને તે રસ્તે ચાલતા નથી.

શકિત યા પ્રભુત્વ પ્રાપ્ત કરવાને માટે અસ્વાભાવિક કષ્ટ અને કાર્ય કરવાનો પરિત્યાગ કરી દેવો જોઇએ. નાનપણમાંથી યુવાવસ્થા, મૂર્ખતામાંથી વિવેક, અજ્ઞાનતામાંથી જ્ઞાન અને દુર્બળતામાંથી બળ એ સર્વ ધારે ધારે પ્રાપ્ત થાય છે. મનુષ્યે હંમેશાં વિચાર ઉપર વિચાર અને પ્રયત્ન ઉપર પ્રયત્ન અને કાર્ય ઉપર કાર્ય કરીને દિન પ્રતિદિન ધીરે ધીરે આગળ વધતા શીખવું જોઇએ.

તપસ્વિઓ સમાધિ, આસન આદિ યોગ્ય માર્ગની તપસ્યાઓ કરી શરીરને કષ્ટ આપી અત્યુત્તમ દિવ્ય શકિતયો પ્રાપ્ત કરી શકે છે. પરંતુ એ શકિતને તે બહુજ ભારે મૂલ્ય આપી અર્થાત શરીરે કષ્ટ વેઠી પ્રાપ્ત કરે છે. એવા તપસ્વિઓને આધ્યાત્મિક જ્ઞાનને વધુ લાભ મળે છે. પરંતુ આ માર્ગ તો સ્હેલાઇથી શાંતિ અને આનંદનો અનુભવ થાય છે મૂર્ખતા, ઉતાવળીયાપણું, વારંવાર ગુસ્સે થઇ ચિડીયા થઇ જવું એ સર્વ મનુષ્યોના દૈનીકજીવનના સાથીરૂપ છે તે તો સ્હેજ પણ અસાવધાનાથી, તક મળતાં એની મેળે શરીરમાં પ્રકટી ઉઠેછે. સંસારિક કતર્વ્યોની ગભરામણ અને ભારમાં વિહ્વલ અને અસ્વસ્થ મનુષ્યોની ભીડમાં, શાંતિ, આત્મદમન અને ધીરજને પારપકવ કરવી એજ સાચી શકિત કિંવા આત્મશકિત છે. એથી ન્યુન હોય તો આપણે કોઇ પણ વસ્તુને સાચી કરી શકતા નથી. દૈનિક—રોજનાં કાર્ય અને ઉપકારોની અધિકતાથી અધિક સુન્દર ઉપાય, નિઃસ્વાર્થતા અને સંપૂર્ણતાની સાથે કાર્ય કરવાથી આત્મશકિત વારંવાર એની મેળે જ વધતી ચાલી આવે છે.

જેઓ ગુપ્ત અને આશ્ચર્યકારક આધ્યાત્મિક જ્ઞાન હોવા છતાં

પણ ઘણીવાર અસાવધાનીથી ચીડાઇ જાય, ખેદ કરે, મૂર્ખતા કે કોઇ પ્રકારના દુર્વ્યસનના ભોગ બની જાય તેઓ સાચા ગુરુ નથી, પરંતુ સાચા ગુરૂ તો એ છે કે જે પોતાના મહત્વને સાહસ, રોષ શુન્યતા (ગુસ્સો ન ચઢવો) શાંતિ અને અત્યંત ધૈર્ય દ્વારા બતાવી આપે છે, અને જે પોતાના આત્મા ઉપર પ્રભુત્વ રાખે છે.

તે સાચા પ્રભુત્વશાલી છે. તે શિવાય જે કોઇ છે તે પ્રભુત્વ નહિ પણ ભુલમાં નાંખનાર છે.

દરેક મનુષ્યે જાણવું જોઇએ કે જ્યારે તેની પાસે કેઇ કાર્ય કરવાનું આવી પડે છે ત્યારે તે કાર્ય ગમે તેટલું હલકું કે નાનું કેમ ન હોય તોપણ તેને પુરા મન, બુદ્ધિ અને ધ્યાનથી કરવું જોઇએ. કામ સિવાય પોતાના મગજમાં બીજા કોઇ પણ એવા વિચારને ન પેસવા દેવા કે જે પોતાના કામના બદલામાં કાંઇ ઉપહારની આશા કરે એમ કરવાથી તે પોતાના મનપર અધિકથી અધિક અધિકાર જમાવશે અને એ પ્રકારે ઉન્નત થશે કે જે અંતે અત્યન્ત શકિત માન બની જશે

તમારી પાસે જે કાર્ય કરવાનાં હોય તે એ પ્રકારે દક્ષતાથી કરો અને એવા દત્તચિત્ત થઇ કરો કે તે સંપૂર્ણ અને સિદ્ધ થઇ જાય. આત્મશકિત એ ધ્યાન અને પૌરુષની વૃદ્ધિનો સત્યમાર્ગ છે. ઉન્નતિ પ્રાપ્ત કરવાનો પ્રત્યેક ઉપાય તમારી પાસે અને તમારા હૃદયમાંજ છે. તમારે તો માત્ર એ વાત શીખવવાની છે કે જે સ્થિતિમાં તમે હો તેમાં તમને પોતોને ખુબ જોડી દો. જ્યાં સુધી તમે એમ નહીં કરો ત્યાં સુધી ઉત્તમોત્તમ સ્થિતિ કે જે તમારે માટે વાટ જોઇ રહી છે તે તમને નહીં મળે.

પ્રત્યેક ક્ષણમાં બળ અને બદ્ધિથી કામ કરવાથી બળ અને

બુદ્ધિની પ્રાપ્તિ થાય છે. અને ક્ષણ ક્ષણમાં જુદાં જુદાં કાર્ય કરવાનાં આવે છે. શક્તિમાન અને ધીમાન મનુષ્યો તેજ છે કે જે ક્ષુદ્ર કાર્યો ને પણ મહત્કાર્યોની માફક કરે છે. અને કોઇપણ વાતને તુચ્છ સમજ જતા નથી. પરંતુ દુર્બળ અને મૂર્ખ જન તો નાનાં કાર્યોને અસાવધાની અને બે કાળજીથી કરે છે અને મોટાં કામ કરવાને માટે આકાંક્ષા રાખે છે. તે એમ નથી સમજતા કે હું ક્ષુદ્ર કાર્યો અસાવધાનતાથી અને અયોગ્યતાથી કરીને સંસારની આગળ મારી અયોગ્યતા પ્રકટ કરી રહ્યો છું. જે મનુષ્ય પોતાના ઉપર અધિકાર નથી રાખતા તે બીજાઓ ઉપર અધિકાર મેળવવાને અને મોટી જોખમદારીનો સ્વીકાર કરવાને બહુ લલચાયેલો રહે છે. કહ્યું છે કે: જે મનુષ્ય પોતાના કર્તવ્યને તુચ્છ સમજી તેનું પાલન નથી કરતા તે પોતે પોતાને નુકશાન કરે છે. તુચ્છ સમજી ક્ષુદ્ર કાર્યો કરવાં એ કાંઈ નાની વાત નથી પણ મહત્વની વાત છે.

જેવી રીતે કોઈ પણ કાર્ય શક્તિપૂર્વક કરવાથી વધુ શક્તિ પ્રાપ્ત થાય છે, તેવીજ રીતે કાર્યને દુર્બળતાથી કરવાથી દુર્બળતા વધે છે. મનુષ્ય જેવી રીતે નાનાં કાર્યોને કરે છે તેવી જ રીતે મોટાં કાર્યોને પણ કરે છે. દુર્બળતાથી એટલું જ કષ્ટ ઉત્પન્ન થાય છે કે જેટલું પાપથી ઉત્પન્ન થાય છે. મનુષ્યમાં જ્યાં સુધી થોડી ઘણી પણ ચારિત્ર શક્તિ નથી હોતી, ત્યાં સુધી તેને યથાર્થ આનંદ નથી મળતો. દુર્બળ મનુષ્ય જો નાની નાની વાતોને મહત્વની સમજી કરે તો તે બળવાન થઇ શકે છે અને સશક્ત મનુષ્ય પોતાનાં નાનાં કાર્યોને અસાવધાની અને ઢીલાપણાથી કરે તો તે પોતાના સાધારણ વિવેક અને પૌરુષને ભ્રષ્ટ કરીને અશક્ત થઇ જાય છે. નીચે લખેલા શબ્દોમાં [illegible]લા જે નિયમ વર્ણવેલા છે તે ઉપરની વાતોને સિદ્ધ કરે

છે. બળ જેનામાં પહેલેથી છે તેને મળશે. અને જેનામાં પહેલાંથી નથી. તેનામાં જે થોડું પણ છે તે નષ્ટ થઇ જાય છે. "

મનુષ્ય જે । જેવા વિચાર કરે છે, જેવાં જેવાં કામ કરે છે. અને કહે છે તેજ પ્રકારે તેને હાનિ કે લાભ મળે છે. મનુષ્યનું ચરિત્ર ક્ષણુ ક્ષણુમાં ઘટે છે અને વધે છે કોઇ ક્ષણે કાંઇ ભલાઈનો અંશ વધી જાય છે, કોઇ ક્ષણે ન્યુન થઇ જાય છે અર્થાત જેવું જેનું મન, વચન અને કર્મ હોય છે, તેવું જ તેનું ચરિત્ર ઉત્તમ કે અધમ બને છે. અને તેજ પ્રકારે તેને હાનિ કે લાભ થાય છે.જે નાના ઉપર અધિકાર જમાવી શકે છે તે મહાનપર પણ ન્યાય સંગત અધિકાર મેળવી લેછે. પરંતુ જે લઘુને જાતે વશ થઇ જાય છે, તે વિજય પ્રાપ્ત કરી શકતા નથી.

મુર્ખ જુએ છે કે ક્ષુદ્ર દોષ, ક્ષુદ્ર અત્યાચર અને ક્ષુદ્ર પાપમાં તો તે મહત્વ નથી માનતા. તે પોતે પોતાને ભૂલાવો આપે છે અને અને માને છે કે હું જ્યાં સુધી કોઇ મહાન પાપ કે વ્યભિચાર ન કરૂં ત્યાં સુધી પુણ્યાત્મા છું. પરંતુ એવો વિચાર કરવાથી તેનું જે થોડું ઘણું પુણ્ય હોય છે તે પણ નષ્ટ થઇ જાય છે. અને તેને દુરાચારી માની લેવામાં આવે છે. પછી લોકો તેને માન આપતા નથી કે તેના પર પ્રેમ પણ રાખતા નથી. તેને કોઇ કામનો સમજતા નથી, તેમ તેવા મનુષ્યનો કાંઇ પ્રભાવ પણ પડતો નથી. એ પ્રકારે અધઃપતનને પ્રાપ્ત થયેલો મનુષ્ય જો સમાજને સુધારવાનો યત્ન કરે, પોતાના સહચારિયોને પાપથી બચવાનો ઉપદેશ આપે તો તેનો પ્રયત્ન અને ઉપદેશ નિષ્ફળ અને વ્યર્થ જાયછે. તેવા મનુષ્યો પોતાના ક્ષુદ્ર દોષોને જેટલા તુચ્છ સમજે છે,તેટલાં જ તુચ્છ તેમનાં ચરીત્ર અને મનુષ્યત્વ છે. જેવી મનમાની સ્વતંત્રતાથી તે દોષ કરે છે ,અને પોતાની દુર્બળતાને પ્રકાશિત કરે છે,તે મનમાની સ્વતંત્રતા અસાવધાનતા અને માન હાનિ

માં રૂપાન્તરિત થઇ તેને પાછી મળે છે. તેને કોઇ પૂછતું નથી, કેમકે ખરાબ કાર્ય શીખવનારને કોણ પૂછે ? તેમનું કાર્ય સિદ્ધ થતું નથી કેમકે દુર્બળતાનો આશરો કોણ લે ? તેનો ઉપદેશ કોઇ સાંભળતું નથી, કેમકે તે અભ્યાસ, વિવેક અને અનુભવથી શુન્ય હોય છે. કોઇ ચણોખડી લેવા પાછળ પાછળ થોડાજ દોડે છે.

જે મનુષ્ય બુદ્ધિમાન છે તે બુદ્ધિમાન બની રહે છે. તે ભયને જોઇ રહ્યો હોય છે. કે જે સાધારણ દોષમાં પણ અંતર્ગ્રાહ્ય હોય છે અને જે કાર્ય લોકો અસાવધાનીથી કરે છે. છતાં કંઇ શિક્ષા મેળવતા નથી. તે મનુષ્ય જે જે દોષોનો ત્યાગ કરવાથી અને પવિત્ર વિચાર તથા કાર્ય કરવાથી મુક્તિ મળી શકે છે તેને જોઇ શકે છે, ઓળખી શકે છે, કે જેને ઘણા લોકો તુચ્છ સમજે છે. તે એ શાન્ત અને આંતરિક આત્મદમનને પણ ઓળખે છે કે જે દૈનિક કાર્યોમાં કરવાં પડે છે, પરંતુ જેને મનુષ્યો ઘણે ભાગે પોતાની દૃષ્ટિએ નથી જોઈ શકતા, તે મનુષ્ય પોતાના ચરીત્રના નાના નાના અંશોની સંપૂર્ણતા અને ન્યુનતા કે જે વડે તેનું જીવન રચાય છે અને જેનાથી તે બગડે છે અને સારૂં બને છે, તેને ઘણી સાવધાનીથી જુએ છે. એ હેતુથી તે પોતાની સાવધાનતાથી પોતે થોડા થોડા અને ધીરે ધીરે પવિત્ર અને સંપુર્ણ બની શકે છે.

જેવી રીતે સમુદ્ર જળના ઘણા બિંદુઓથી, પૃથ્વી કણોથી અને તારા પ્રકાશનાં કિરણોથી બનેલાં છે, એ પ્રકારે જીવન નાના નાના વિચારો અને કાર્યોથી બનેલું છે. એના વગર જીવન સ્થિત રહેતું નથી. એથી પ્રત્યેક મનુષ્યનું જીવન જેવા તેના જુદા જુદા વિચારો અને કાર્યો હોય છે તેવું જ ઘડાય છે. તેના વિચારો અને કાર્યોનું સંઘટન તે મનુષ્યો છે. જેવી રીતે વર્ષો એ ગણેલા ક્રમબધ્ધ ક્ષણોનો સમૂહ છે એ પ્રકારે મનુષ્ય જીવન અને ચરીત્ર એ ક્રમબદ્ધ વિચારો

અને કાર્યોનો સમુહ અને સંગઠન છે. અને જેવાં જેવાં તેનાં જુદાં જુદાં અંગ અને ભાગ હશે એ પ્રકારે એનું આખું જીવન થશે.

વર્ષ છ ઋતુઓનું બનેલું હોય છે અને ભૂમંડળ સર્વ પ્રકારના પદાર્થોનો સમૂહ છે. નાના નાના ઉપકારો, ઉદારતાઓ અને આત્મ સમર્પણોથી દયાળુ અને ઉપકારી સ્વભાવ બને છે. નાના નાના આત્મસંગો, સહનશીલતાઓ અને આત્મવિજયોથી મનુષ્ય શક્તિમાન અને ઉન્નત ચરીત્ર બને છે. વાસ્તવિક મનુષ્ય તો એ છે કે જે જીવનના નાના નાના વ્યવહારોમાં પણ ખરાપણું રાખે છે, સુયોગ્ય મનુષ્ય તો એ છે કે જે પોતાના તુચ્છમાં તુચ્છ વચન અને કાર્યોમાં પણ સુયોગ્યતા બતાવે.

મનુષ્ય ભૂલ ખાય છે અને સમજે છે કે જીવન એ ક્ષણિક વિચારો અને કાર્યોથી ભિન્ન અને જુદું છે. એ એમ નથી સમજતા કે નાના વિચારો અને કાર્યો એ જીવનના મુળ અને સારરૂપ છે જ્યારે આ સિદ્ધાન્ત સમજવામાં આવે છે ત્યારે સર્વ વસ્તુઓ પવિત્ર જણાય છે. અને સર્વ કાર્ય અને કર્ત્તવ્ય ધર્મયુક્ત જણાય છે. નાના નાના કાર્યોમાં પણ સત્ય છુપાયલું હોય છે, સંપૂર્ણતા એજ નિપુણતા છે.

અધિકાર, અને પ્રાપ્ત વસ્તુઓ નષ્ટ થઇ જાય છે, સંપત્તિયો બદલાઇ જાય છે, મનના ઉદ્વેગ પરિવર્ત્તનશીલ છે, પરંતુ કર્ત્તવ્ય નાશ પામતું નથી, ઘટતું નથી, તેમ સારા કે ખરાબ બનાવોના તોફાનથી હાલતું પણ નથી. જીવનના ભાગ ક્રમશઃ વ્યતિત થાય છે. સમસ્ત જીવન એકી સાથે વ્યતિત થતું નથી. જો તમે ઇચ્છો તો પ્રત્યેક ભાગને યોગ્યતાથી સંપૂર્ણ કરી શકો છો. એમ કરવાથી સંપૂર્ણ જીવનમાં કંઇ પણ ખામી રહી શકતી નથી. કહેવત છે કેઃ "તમે જો પૈસાની ચોકસી કરશો તો રૂપીયા પોતાની ચોકસી પોતે રાખશે."

આ કહેવત સંસારીક વ્યવહારમાં યુક્તિયુક્ત નથી. પરંતુ સુક્ષ્મ સંસારમાં એ એથી પણ વધુ લાગુ પડે છે. વર્તમાનકાળમાં તમે જે કાર્ય કરી રહ્યા હો, તે કાર્યથી જીવન અને ચરિત્રનો સમસ્ત સમૂહ બરોબર છે, એમ સમજીને કરતા હો તો તે તમારી મોટી સાવધાનતા અને નિપૂણતા છે. મોટી અને પ્રશંસનીય વાતો કરવાની લાલસા ન કરો. વર્તમાનમાં જે કાર્ય તમારી સન્મુખ છે જો તે તમે તેની યોગ્યતાની સાથે કરશો તો પ્રશંસનિય વાતો એની મેળે સિદ્ધ થઇ જશે. તમારા આધુનિક કાર્યમાં જે અડચણો અને પ્રતિબન્ધકતાઓ છે તેનાથી ગભરાઓ નહિં. પરંતું નિઃસ્વાર્થતાની સાથે એને કર્યા જાઓ. અસંતોષ, આળસ, અને મહત્કાર્યોને કરવાના મુર્ખ વિચારને છોડી દો. એમ કરવાથી જે મહત્તાને પ્રાપ્ત કરવાને માટે તમે ઇચ્છો છો તે સ્વતઃ તમારી નિકટ આવી જશે. ચીડીયાપણા જેવી બીજી કોઇ દુર્બળતા નથી. આંતરીક મોટાપણું પ્રાપ્ત કરવા માટે નહિં પણ એની મેળે આવી જશે.

કાર્ય કરવામાં જે કઠિણતાઓ અને કષ્ટ તમને પ્રતીત થાય છે, તે એ કાર્યમાં નથી પણ તમારા મનમાં છે. જો એ કાર્યની તરફ તમે તમારો મનોભાવ બદલી નાંખશો તો તે વાંકો અને કઠીણ માર્ગ ઝટપટ સીધો થઇ જશે અને અમુખ્ય આનંદમાં પરિણત થઇ જશે.

તમે તમારી પ્રત્યેક ક્ષણને પવિત્ર અને ઉપયોગી બનાવવાનો ઉદ્યોગ કરો. પ્રત્યેક કાર્ય અને કર્તવ્યને અનુરાગ અને નિઃસ્વાર્થતાથી કરો. પ્રત્યેક વિચાર, વચન અને કાર્યને મધુર અને સત્ય બનાવો. એ પ્રકારે તમે પોતાના જીવનની તુચ્છમાં તુચ્છતમ વાતોની અતુલ્ય અંગનાઓનો અભ્યાસ, અનુભવથી શીખો અને કરો અને અનંત આનંદને પ્રાપ્ત કરો.

---



# પ્રકરણ ત્રીજું.

## કાર્યમાં મુશ્કેલીઓ, વિઘ્નો અને વ્યાકુળતાઓ ઉપર જય મેળવવો.

જેને મનુષ્ય બનવાની ઇચ્છા હોય તેણે પ્રથમ પોતાના હૃદયપર અધિકાર જમાવવો. વાસનાઓને નષ્ટ કરીને તેના ઉપર પોતાનું સિંહાસન બનાવવું. આશા અને ભયના રાજવિદ્રોહનું દમન કરી સ્વતંત્રતાથી અત્યુન્નત રાજ્ય ભોગવવું. —**શેલી.**

શું તમે નિશાન ચુકી ગયા છો ? ચુકી ગયા હો તો શું થયું ? હજુ તો એ નિશાન ચમકતું જોઇ શકાય છે. ફરી પ્રયત્ન કરો, શું તમે દોડતા દોડતા ગબડી ગયા છો ? થોડો શ્વાસ લેઇ લ્યો અને ફરી દોડો. —**ઇલા વ્હીલર વિલકોક્ષ.**

---

સંકટ અને વ્યાકુળતાથી પણ બહુ જ આનંદ મળે છે, એમ કહેવું એ લોકોને મન ઘણે ભાગે અયોગ્ય જણાય છે. પરંતુ એમ કહેવું બીલકુલ યથાર્થ છે. સત્ય બહારથી અસત્ય જણાય છે. મુર્ખાઓની સમજણમાં જે દુઃખ છે તે બુદ્ધિમાનોની સમજણમાં સુખ છે. સંકટ પહેલાં અજ્ઞાન અને દૌર્બલ્યથી ઉત્પન્ન થાય છે. અને ફરી જ્ઞાન અને શક્તિની પ્રાપ્તિ કરાવે છે

સત્ય જીવનથી જેમ જેમ જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે તેમ તેમ કઠીનતા દૂર થતી જાય છે. અને નાશવંત કહેવાતાની માફક વિટંબનાઓ અને અડચણો ક્રમશઃ દૂર થતી જાય છે. સંકટો કે કઠીનાઇ એ કાર્યમાં હોતી નથી, પરંતુ જે મનોભાવ અને પૌરુષત્વથી તે કાર્ય કરવામાં આવે છે તેમાં હોય છે. બાળકને જે કામ કઠીન જણાય છે તે મનુષ્યના પરિપક્વ મસ્તિષ્કને કઠણ જણાતું નથી. એ પ્રકારે અજ્ઞાનીને જે વાત કઠીણ લાગે છે તે જ્ઞાનીને કઠીણ જણાતી નથી.

અશિક્ષિત અને નાના બાળકને એકસરળ પાઠ શીખવવામાં પણ કેટલી ભારે અને દુર્દમનીય કઠીણતા જણાય છે. તેના પારંગત હોવામાં તે બાળકને ઘણા સમય સુધી કેટલીક ચિન્તા અને શ્રમ ઉઠાવવો પડે છે. કઠીણતાની ઉન્નત દિવાલને તોડવાના આશા રહિત વિચારમાં તે કેટલાં આંશુ પાડે છે. પરંતુ ધ્યાનથી જોઇશું તો જણાશે કે તે કઠીણતા એ પાઠમાં નથી, પણ એ બાળકની અણસમજણમાં હોય છે. એ કઠીણતાને સિદ્ધ કરવા માટે જ્ઞાનની વૃદ્ધિ અને એ બાળકના સ્વાસ્થ્ય સુખ અને ઉપયોગીતાનો હેતુ બહુજ જરૂરનો છે.

ઉપરના બાળકના દૃષ્ટાંત માફક મનુષ્યની વૃદ્ધિ અને ઉન્નતિને માટે જીવનની કઠીણતાઓને જીતવી અને તેના પારંગત થવું એમાં છે. જેટલી મુસ્કેલીઓને જીતવામાં આવે છે તેટલોજ અનુભવ, જ્ઞાન અને વિવેક પ્રાપ્ત થાય છે. એમ કરવુ એ એક નવીન પાઠને ભણવા જેવું અને એક કાર્યને સફળતાની સાથે સિદ્ધ કરવાનું સુખ પ્રાપ્ત કરવા જેવું છે. સંકટનું યથાર્થ રૂપ શું છે ? સંકટ એ સ્થિતિનું નામ છે કે જે સંપૂર્ણતાથી સમજવામાં નથી આવતું. એથી તેને દૂર કરવાને માટે વધુ જ્ઞાનનો અને ગંભીર બુદ્ધિનો પ્રયોગ કરવો જોઇએ. એ એક એવી જરૂરનું છે કે જેમાં અનભ્યસ્ત પૌરુષ, આંતરિક બળ અને

ગુપ્ત શક્તિનો પ્રયોગ કરવો પડે છે. એવી રીતે કઠીણાઇ, એ એક વેશ બદલેલો સ્વર્ગનો દૂત છે. કાર્ય કરવામાં કઠીણતા કિંવા મુસ્કેલી પડવી એ એક એવા મિત્ર કે ગુરૂરૂપ છે કે જો તેની શીખામણ શાંતિથી સાંભળવામાં આવે અને યોગ્ય સમજવામાં આવે તો તે મહત્વના આનંદ અને ઉચ્ચતર જ્ઞાનને પ્રાપ્ત કરાવે છે.

કઠીણતા વગર કોઇ પ્રકારની ઉન્નતિ, વિસ્તરણ અને પરિવર્ત્તન થઇ શકતું નથી. જો પ્રતિઘાત ન હોત તો સંસાર એકજ જગાએ થોભી જાત અને મનુષ્ય જાતિ થાક અને આળસથી પીડિત થઇ નષ્ટ થઇ જાત. કોઇપણ કાર્ય કરવામાં જ્યારે કોઇ વિઘ્ન ઉપસ્થિત થાય છે તો મનુષ્યે હર્ષ માનવો જોઇએ. કેમકે વિઘ્ન અને કઠીણતા ઉપસ્થિત થવાનો અર્થ એ છે કે મનુષ્ય મુર્ખતા અને ઉદાસીનતાથી કોઇ વિશેષ અણી સુધી પહોંચી ગયેલ છે અને હવે તેને એ વિઘ્નોથી પોતે પોતાની મેળે છુટો થવા અને સુમાર્ગ શોધવાને માટે તે પોતાના વિશેષ પૌરૂષ અને બુદ્ધિનો ઉપયોગ કરવો પડશે. જાણે તેની આભ્યંતર શક્તિયો વધુ સ્વતંત્રતા, અભ્યાસ અને અવસરનો પોકાર કરી રહી છે.

કોઇપણ સ્થિતિ એ જાતે કોઇ પણ પ્રકારની કઠીણતા નથી. એ સ્થિતિના આંતરિક મર્મોને સમજવાની અને તેની સાથે જે વ્યવહાર કરવામાં આવે તેને સમજવાની ન્યુનતાનું નામ કઠીણતા, વિઘ્ન, પ્રતિઘાત કે સંકટ છે. એથી કઠીણતાથી તો અસંખ્ય લાભ થાય છે.

કોઇપણ કાર્યમાં કઠીનતા એની મેળે અને અકસ્માત્ ઉત્પન્ન થતી નથી. તેને ઉત્પન્ન થવાનાં પણ કારણ હોય છે. મનુષ્ય શરીરની જેમ જેમ આવશ્યકતાઓ વધે છે, તેમ તેમ વિસ્તરણ અને વિકાશનાં સાધનો અનુસાર કઠીણતા પણ ઉપસ્થિત થાય છે. ખાસ તેમાં તેનો આનંદ છે. મનુષ્યના આચરણોના એવા પણ માર્ગ છે

કે જે જરૂર મનુષ્યોને વિઘ્નો અને મુશ્કેલીયોમાં ફસાવે છે. તેમ એવો માર્ગ પણ છે કે જે તેને તેમાંથી મુક્ત પણ કરાવેછે. મનુષ્ય પોતે પોતાને ચારે તરફથી ગમે તેટલો દૃઢ કેમ ન જકડી લે પણ તે જાતે એ બંધનથી મુક્ત થઇ શકેછે. મનુષ્ય અજ્ઞાનને લીધે ગમે તેવાં દુ:ખોનાં દલમાં અને મુશ્કેલીયોમાં ગમે તેવા માર્ગશુન્ય જંગલોમાં ભટકતો ચાલ્યો જાય છે છતાં પણ તે ગોતાતો સત્યમાર્ગ ખોળી, આનંદ અને વિવેક યુકત કાર્યરૂપી ઉજવલ નગરમાં જનારા સીધા અને કંટક રહિત માર્ગપર પાછો આવી શકે છે. પરંતુ હાથ પગ જોડી બેસી રહેવું, હતાશ થઇ રડવું, બુમો પાડવી, ખેદ કરવો અને નિરાશ થઇ બેસી રહેવાથી એવી રીતે કદાપિ કાર્ય સિદ્ધ કરી શકતો નથી. તેની અવળી સ્થિતિ માત્ર સચેતનતાથી, ન્યાય સંયુક્ત ચિન્તનથી અને શાંત પરિક્ષાથી મટી શકે છે. તેની પતિત સ્થિતિને એ વાતની જરૂર છે કે તેણે પોતે પોતાનાઉપર અધિકાર જમાવવો. પોતાના ઉચિત સ્થાનપર પાછા આવવાના હેતુનો વીચાર કરવો, શોધ કરવી અને અનન્ય તથા ક્રમબદ્ધ પરિશ્રમની સાથે કાર્ય કરવું. નર્યા વિચાર અને ચિંતા કરવાથી તો એ કઠીણતાનાં ખરાબ પરિણામ વધુ વધારવા જેવું છે. પરંતુ જો તે સુર્યની સાથે પોતે પોતાને પુછશે અને જે પેચદાર માર્ગપર ચાલવાથી તેની આ દશા પ્રાપ્ત થઇ છે તેનો વિચાર કરશે. તો તેને ખબર પડી જશે કે તેણે ક્યાં ક્યાં ભુલ કરી છે અને ક્યાં ક્યાં રસ્તો બદલવામાં ચુક્યો છે. આ પ્રકારે વિચાર કરવાથી તેને એ પણ જણાશે કે જો તે જરા પણ વધુ વિચારશીલતા, બુદ્ધિ, મિતવ્યયતા અને સ્વાર્થશુન્યતાથી કામ કરત તો તે એ કઠીણતા અને ક્લેશને પ્રાપ્ત ન કરત. તે સારી રીતે જાણી શકશે કે કેવા પ્રકારે ધીરે ધીરે તેણે પોતે પોતાને મુશ્કેલીયોમાં ઉતાર્યો અને જો તે

વધુ જ્ઞાન અને વિવેકથી ચાલત તો કોઇ બીજાજ સન્માર્ગમાં પ્રવેશ કરી શકત. આ પ્રકારે ચાલી જો તે પોતાના વ્યતીત ચરિત્રથી સુવર્ણ વેવેકના અનુભવરૂપી કિંમતી કણોને એકત્ર કરશે તો તેનાં સંકટો ઘણાંજ કપાઈ જશે. પછી તે પોતાના ઉદ્દેશશુન્ય વિચારના તીવ્ર પ્રકાશને એ સંકટોની પરિક્ષા કરીને, તેની સંપુર્ણ સ ·જને અને તેની અંદરની કાર્ય બુદ્ધિને સંબધ છે તે તે તેને જાણી શકશે. એમ કરવાથી સકટો દુર થઇ સીધો માર્ગ નજરે પડશે અને તે મનુષ્ય હંમેશને માટે એક શીખામણનો પાઠ મેળવી શકશે. એ સિવાય તેને વિવેકનો કાંઇક એ અંશ અને આનંદનું કાંઇક પરિણામ પ્રાપ્ત થઇ જશે કે જે તેનાથી કદી જુદુ થઇ શકશે નહિં. જેવી રીતે અજ્ઞાન, સ્વાર્થતા, મુર્ખતા અને આંધળાપણાનો જે માર્ગ છે તે ગભરાટ અને મુશ્કેલીઓમાં સમાપ્ત થાય છે, તેવી રીતે જ્ઞાન, આત્મ ત્યાગ અને વિવેકનો પણ માર્ગ છે, જે સુપ્રસન્નતા અને શાંતિમાં પૂર્ણ થાય છે. જે આ સિધ્ધાન્તને જાણે છે તે મુશ્કેલીઓની સામે થઇ શકશે અને તેનું દમન કરી દોષોમાંથી ગુણ, દુઃખમાંથી સુખ અને ગડબડમાં પણ શાંતિ પ્રાપ્ત કરી શકશે. એવી કોઇ મુશ્કેલી નથી કે જે મનુષ્ય કોઇપણ શક્તિની સાથે સાથે તેને ન જીતી શકે. ગભરામણ નિરર્થક નથી પરંતુ મૂર્ખતા છે. કેમકે તે કાર્ય કરવાની શકિત અને વિવેકને હરી લે છે. જો બરાબર ઉપાય કરવામાં આવે તો પ્રત્યેક સંકટ દૂર થઇ શકે છે, એમાટે તેની ચિંતા કરવી ન જોઇએ. જે કાર્ય પાર ન પડે તે કહીશુ નથી પણ અસંભવિત છે અને ફરી તેને માટે ચિંતા કરવી એ બીલકુલ વ્યર્થ છે. કેમકે અસંભવિતને જીતવાનો તો માત્ર એ એક જ ઉપાય છે કે તેની આગળ હાર માની લેવામાં આવે. જેમ દૈહીક, સામાજીક અને આર્થિક સંકટો અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને તેનું દમન કરવાથી

વ્યવહારિક જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે ધર્મ વિષયનું સંકટ સંદિગ્ધતા, માનસિક વ્યાકુળતા અને હૃદયમાં અંધારૂ ઉત્પન્ન કરનારી છાયાથી ઉત્પન્ન થાયછે. અને તેના દૂર હોવાથી અધ્યાત્મિક અને ધર્મ સંબંધી જ્ઞાનનો પ્રકાશ એથી પણ વધુ ફેલાય છે.

જે દિવસે મનુષ્યના મનમાં મનુષ્ય જીવનના અદભુત ગુહ્યત્વને જાણવાને માટે ગભરાટ અને ધર્ગ ઉત્પન્ન થવા લાગે છે, તે દિવસ તેને માટે બહુજ મહત્વનો હોય છે. કદાચ એ દિવસની મહત્તા તેને તે સમયે જણાતી નથી, એમ થવાથી એ તાત્પર્ય છે કે તેની ઉદાસીનતા, પાશવિક આળસ,અને સ્થુલ સુખ સમાપ્ત થઇ ગયું હોય છે અને એ દિવસથી તે ઉન્નતિશીલ અને જીજ્ઞાસુ બનવા લાગે છે.

હવે તે નર્યો માનુષી પશુ રૂપનથી રહ્યો પણ જીવનના પ્રશ્નોનો નિકાલ કરવાને માટે પોતાના સમસ્ત માનસિક બળ દ્વારા તૈયાર થયો છે અને તે સંકટ અને મુશ્કેલીયો કે જે સાચાં પહેરગીર છે. અને જે બુદ્ધિના દ્વાર ઉપર ઉભાં છે તેની શોધ કરે છે.

બુધ્ધિમાન મનુષ્ય તો તે છે કે જે સંકટ ઉપસ્થિત થતા તેનાથી મોં છુપવતા નથી અને ગભરાતા નથી, પરંતુ શાંતિની સાથે સ્થિર રહેછે. હવેથી તે સ્વાર્થયુકત વિશ્રામ અને અસાવધાન અજ્ઞાનતાનો આશ્રય નથી શોધતો, ઇન્દ્રિયોના તુચ્છ સુખનો સંભોગ નથી કરતો, અને પોતાના હૃદયના ધુંધલા અને અપરિભાષિત પ્રશ્નોનું સમાધાન કરવાને મોં છુપાવતો નથી. હવે તેની અંદરના સ્વાર્ગીય અંશ જાગી ઉઠયો છે. જાણે એક સુતેલો દેવતા રાત્રિના અસંગસ્વપ્નોથી સચેત થઇ રહયો છે અને પ્રતિજ્ઞા કરે છે કે હવે હું જ્યાં સુધી મારી આંખો સત્યના ઉજ્વલ દિવસને નહીં દેખી શકે ત્યાં સુધી ઉંઘમાં નહિં રહું તે પોતાના મનમાં ઉઠેલા ઉચ્ચ ઉદ્દેશ્યો અને વીર કાર્યો કરવાની ઇચ્છાથી

પોતાના હૃદયના પોકારને વધુ સમય સુધી બેઠો બેઠો સાંભળી શકતો નથી, એમ કરવું એ તે મનુષ્યને માટે અસંભવિત છે. કેમકે તેની જાગ્રત માનસિક શક્તિયો કઠણ મુશ્કેલીયોને પાર કરવા માટે વારંવાર તેને પ્રેર્ણા કરે છે. તેને સત્ય અને વિવેક સિવાય પાપ અને દોષમાં શાંતિ નથી મળતી. તે અજ્ઞાનને જાણતો નથી, તેનામાં સંદેહ અને ગુંચવણો ઉત્પન્ન થઇ છે તે તેને સમજાય છે, અને એ અજ્ઞાનથી ન ઘુમાવતાં તેને દુર કરવા માટે જયારે તે અનન્ત પરીશ્રમ કરે છે અને દિનપ્રતિદિન એ પ્રકાશનો માર્ગ કે જે તેના સંદેહના અંધકારને દૂર કરી શકે અને તેના મહત્પ્રશ્નોના ઉત્તર આપી શકે તેને લાગલગટ શોધે છે. તે દિવસે તે મનુષ્યોનો આનંદ બહુજ વિશાળ થઇ જાય છે. જેમ કોઇ કઠણ પાઠને તૈયાર કરી લેવાથી બાળક હર્ષમાં આવી જાયછે, એ પ્રકારે કોઇ સંસારીક આપત્તિને પાર કર્યા પછી મનુષ્યનું હૃદય હલકું અને શાંત થઇ જાય છે. જયારે મનુષ્ય કોઇ માર્મિક અને અનન્ત પ્રશ્નનો કે જેને માટે તે બહુ સમયથી વિચાર કરી રહ્યો હોય છે, તેનો અંતે તોડ કરી લે છે અને તેના અંધકારને દૂર કરી દે છે ત્યારે તેનું હૃદય એથી પણ વધુ હર્ષિત અને શાંત થઇ જાય છે.

તમે તમારાં સંકટો અને મુશ્કેલીયોને અશુભ ન સમજો. એમ સમજવાથી તે જરૂર અશુભ અને હાનિકારક થઇ જશે. તમે એમે ટાળી શકતા નથી, એથી તેનાથી મોં ફેરવી નાસો નહિં. જયાં તમે જશો ત્યાં તે તમારી આગળ ખડાં થયેલાં તમને જણાશે, એથી શાંત અને વીરતાથી તેની સામે થાઓ. તેના ગુરૂત્વ અને વિસ્તારને જુઓ તેને જુદાં જુદાં વિભક્ત કરીને તપાસો. તેના અંગોને પકડો અને તેની શકિતને માપો. એ પ્રકારે એને સમજી તેનાપર આક્રમણ કરો અને વિજયી થાઓ. એ પ્રકારે તમે આનંદના રાજમાર્ગને મેળવશો કે જે સાધારણ દૃષ્ટિથી જણાતો નથી.



## પ્રકરણ ૪ થું

### ભાર ઉતારવો-હૃદયનો ભાર ઓછો કરવાની કળા

ભાર ઉઠાવવાના વિષયમાં તો બહુજ કાંઇ વાંચીએ છીએ તથા સાંભળીએ છીએ. પરંતુ ભાર ઉતારવાના સંબંધમાં તો કાંઇ પણ જાણતા નથી. જો તમે કોઇ ભારને પોતાના હૃદયથી ઉતારી પોતાના સાથીઓમાં સ્વતંત્ર હૃદય અને પ્રફુલ્લ મનના બની રહી શકો તો ફરી અસહનીય બોજાને માટે કેમ ડરો છો ? જ્યારે કોઇ વસ્તુને એક સ્થાનેથી બીજા સ્થાન સુધી લઈ જવી હોય છે ત્યારેજ મનુષ્ય તેના બોજાને પોતાના માથા ઉપર કે ખભા પર ઉઠાવે છે નહિતો નહિં. કોઇ બોજાને સદા પોતાના ખભાપર રાખીને ફરનાર સ્વધર્માર્થે પ્રાણ બલિ આપનાર કહેવાતા નથી. કહ્યું છે કે:

"જરહિં પતંગ વિમોહવશ, ભાર વહે ખર વૃંદ;
તે નહિં સુર કહાવહીં, સમજ દેખ અતિ અંધ.

તમે તમારા મનપર નિરર્થક બોજો શા માટે નાંખો છો. અને આત્મશોધક અને આત્મદયાના દુઃખથી એ બોજાને વધુ ભારે કેમ બનાવો છો ? શા માટે વૃથા બોજાને અને દુઃખને છોડી પ્રસન્ન થતા નથી અને સંસારના પ્રસન્નતાને વધારતા નથી ? કોઇ દુઃખદાયક બોજાને કે પ્રસંગને હમેશાં સાથે લઇ ફરવાને માટે કોઇ ન્યાયયુક્ત પ્રમાણ નથી.

એમજ કોઇ ઉચિત કારણ પણ નથી, જેમ કોઈ સ્થુલ પદાર્થને એક સ્થાનેથી બીજા સ્થાન સુધી લઇ જવાને માટે બોજો ઉઠાવવો પડે છે તેને દુઃખદાયક સમજવામાં નથી આવતું એ પ્રકારે સુક્ષ્મ સંસારમાં પણ વિચારની ચિન્તાનો બોજો માત્ર કોઇ મુખ્ય ફળ પ્રાપ્ત કરવા નિમિત્તેજ ઉઠાવવો જોઇએ, અને જ્યારે તે મનોકામના સિદ્ધ થઇ જાય તો પછી તે ભારને દૂર કરી દેવો યોગ્ય છે. એવા પ્રકારનો બોજો ઉઠાવવાથી ક્લેશ તો કોઇ રીતનો થતો નથી પણ હર્ષ જરૂર થાય છે.

આપણે જોઇએ છીએ કે તપસ્વી લોકો કે જે સમાધિ તપ ઇત્યાદિ કરી શરીરને કષ્ટ દે છે, તેતો મહાન ફળની આશાથી. પરંતુ મનુષ્યો તો પોતે પોતાને માનસિક કષ્ટ આપે છે તે વ્યર્થ છે.

એવો કયો બોજો છે કે જેથી દુઃખ યા કલેશ ઉત્પન્ન થાય છે એવો ભાર તો યથાર્થ રીતે કોઇ છેજ નહિં. તમે જે કોઇ વાત કરવી હોય તે પ્રસન્ન ચિત્તે કરો, વિલાપ કે હાયહાયની સાથે કોઇ વાત ન કરો. જરૂરીવાતને પોતાના મિત્ર કે નેતા સમજવી એ બુદ્ધિમતા છે અને ખરી ન સમજી તેના પર મોં ચઢાવવું અને તેને દૂર કરવા કે જીતવા યત્ન કરવો કે ઇચ્છા કરવી એ મુર્ખતા છે.

આપણે પગલે પગલે આવશ્યક કાર્ય કરવાં પડે છે, જયારે આપણે તેના અસ્તિત્વને નથી માનતા અને તેને કરતા નથી ત્યારેજ તો ભારે જણાય છે. જે મનુષ્ય કેઇ આવશ્યક કાર્યને ખિન્ન ભાવથી કરે છે અને સાથે સાથે અનાવસ્યક આનંદ પ્રાપ્ત કરવાની શોધ કરે છે ત્યારે તે જાણે દુઃખ અને નિરાશાના વીંછીઓના ડંખ પોતાના શરીરમાં મારી રહ્યા છે અને કામ તેમ બેચેનીના બોજાને બમણો વધારી પોતાના માથે રાખતો હોય તેમ તેને લાગે છે.

હે આત્મન્! સારાં કામ કરવાને તું જાગ્રત થા, તું ઉંચે અને

ઉંચે ચઢવા માટે તારી પાંખોને ઉડાવ. જીવનના ભજનને તું નવી રીતે ગા, સત્ય અને ભલાઇનો રાગ ગા. અસત્યપર જીત મેળવવાનું ગીત ગા, તું તારા ગીતને મહત્વનું અને મધુર બનાવ, તું તારા સંદેહ, ચિંતા, અને દુઃખમાંથી એક હર્ષ અને આનંદની ધારા બહાર કાઢ, તું તારા માર્ગના કંટકોમાંથી એક હર્ષનો મુકુટ રચ.

જે જીવનનાં કર્ત્તવ્ય આપણે કરીએ છીએ, તેને આપણે હર્ષ નિઃસ્વાર્થતા અને અવિભકત ધ્યાનની સાથે કરવાં જોઇએ. જો કે આપણે મહાન જવાબદારીને માથા પર રાખી ચાલવું પડે છે, પરંતુ તેને આપણે દુઃખ દાયક બોજા તરીકે યા ખેદોત્પાદક ભાર તરીકે સમજવું ન જોઇએ.

તમે કહો છો કે અમુક વસ્તુ, કર્ત્તવ્ય, કાર્ય ઇત્યાદિ દુઃખદાયક થઇ રહ્યું છે અને તમે એ વિચારથી દબી જાઓ છો કે “ હું અમુક વસ્તુ યા કાર્યને હાથમાં લઇ ચુકયો છું અને હું તેને અંત સુધી તો કરીશ, પરંતુ એ એક ભારે અને કલેશદાયક કાર્ય છે. તમે એમ નથી વિચાર કરતા કે શું તે કાર્ય ખરેખર તમારા બોજાથી દબાઇ ગયું છે કે એ કેવળ તમારો સ્વાર્થ છે. જે મારા એ કાર્યને ભારે પ્રતિત કરી રહ્યું છે. વિશ્વાસ રાખો કે જેને તમે એક જકડી રાખનાર સંકટ સમજો છો તે યથાર્થમાં તમારી મુકિતનું પ્રથમ દ્વાર છે. તે કાર્ય જેને તમે તમારે માટે અનન્ત શાપરૂપ સમજો છો; તે તમારે માટે વાસ્તવિક આનંદ આપનાર છે. સાચો આનંદ તો કોઇ દૂર દેશમાં મળશે, એવું તમારૂં માનવું ખોટું છે. તમારાં કરેલાં કાર્ય દર્પણુ રૂપ છે. જેમાં તમારૂં જ પ્રતિબિમ્બ જણાય છે. અને તમારાં કાર્યોમાં જે તમે ધુંધલાપણું અર્થાત ન્યુનતા જુઓ છો તે તમારી માનસિક સ્થિતિનું પ્રતિબિમ્બ છે કે જેની સાથે તમે એ કાર્યને કર્યું હતું.

કોઇ પણ વસ્તુ સાથે હૃદયને સત્ય અને સ્વાર્થશુન્ય ભાવથી જોડો, તો તે વસ્તુ ઝટપટ બદલાઇ જશે અને શક્તિ અને આનંદ આપનાર દ્વારરૂપ બની જશે. દર્પણુમાં મોં ચઢાવીને તમારૂં મુખ જોશો તો તે એક ડરામણું અને ખરાબ દેખાવનું તમને જણાશે. જેવી રીતે તમે તમારૂં મોં બગાડ્યું હોય છે, તેવું જ દશ્ય તમારા જોવામાં આવ્યું, પણ મુખને સ્વચ્છ કરી હસતાવદને દર્પણમાં જોશો તો એક સુન્દર આકૃતિ તમને નજરે પડશે.

જો તમે કોઇ કાર્યને કરવું ઉચિત અને આવશ્યક સમજો તો તેનું સંપાદન પણ સારૂં છે. તેના સંપાદનમાં મોં ચડાવી દેવું એ તેના કાર્યને ભારે બનાવવા જેવું છે. સ્વાર્થયુક્ત ઇચ્છા વસ્તુને ખરાબ પ્રતીત કરાવી દે છે. જ્યારે કોઇ કાર્ય કરવું અનુચિત અને અનાવશ્યક છે તો પછી એ કાર્યને કેવળ કોઇ ઇપ્સિત સુખ અર્થાત ઇન્દ્રિયભોગને માટે સંપાદન કરવું એ મૂર્ખતા છે. તેથી કષ્ટદાયક પરિણામ ઉત્પન્ન થાય છે.

તમારૂં કર્ત્તવ્ય જેથી તમે પાછા હઠો છો તે તમને સત્યમાર્ગે ચલાવનાર સ્વર્ગદૂત છે, અને તે ઇન્દ્રિયોનું સુખ પહોંચાડનાર આહ્લાદરૂપ છે કે જેની પાછળ તમે દોડી રહ્યા છો, તે તમારી પ્રશંસા કરનાર શત્રુ છે. તમારે દૂષિત માર્ગેથી પાછા ફરી સદ્બુદ્ધિ ગ્રહણ કરવી જોઇએ.

પ્રકૃતિનો એ એક ઉપકાર છે કે તે પોતાનાં પરિણામોને અવિરૂદ્ધ રાખવા માટે સમસ્ત પ્રાણિયોને સર્વત્ર અને બુદ્ધિમતાની તરફ પ્રેરે છે. મૂર્ખતા અને સ્વાર્થથી તીવ્ર ક્લેશ ઉત્પન્ન થવો સારો છે. કેમકે ક્લેશ એ ઉદાસિનતાનો શત્રુ અને બુદ્ધિમતાનો ચોબદાર છે.

જ્યારે સંકટ કે કલેશ મનુષ્યને ઘેરે છે ત્યારે જ તે પોતાના

ઉદાસીન ભાવનો ત્યાગ કરે છે અને તેનાથી મુક્ત થવા પ્રયત્ન કરે છે. તેથી તેનામાં બુદ્ધિનો વધુ સંચાર થાય છે. પીડા એ શું છે? ખેદ શું છે? બોજો શું છે? ઉદ્વેગ એ પીડા છે, અજ્ઞાનતા એ ખેદ છે અને સ્વાર્થ એ બોજારૂપ છે.

એ સ્વાર્થની દેવીની પૂજા મનુષ્યના વિચાર અને કાર્ય સમાપ્ત થયા પછી રડાવે છે અને ખેદ પહોંચાડે છે.

ઉદ્વેગ, અજ્ઞાનતા અને સ્વાર્થને તમારા મન અને આચરણથી દૂર કરો. તમારૂં જીવન ક્લેશથી એની મેળે મુક્ત થઇ જશે. આંતરિક સ્વાર્થને છોડી તેના સ્થાને નિષ્કપટ પ્રેમને સ્થાપિત કરવાથી બોજો હલકો થઈ જાય છે; હૃદયમાં પ્રેમ રાખી કાર્ય કરવાથી તે હલકું અને મુદીત રહે છે. મન અજ્ઞાનતાને લીધે પોતાને માટે ભાર ઉત્પન્ન કરી લે છે અને પોતે પોતાને દંડ દે છે. બોજાને માથ પર લઇ ફરવાને કોઇને દંડ નથી આપવામાં આવ્યો. એ ભાર મનુષ્ય પોતે પોતાની ઇચ્છાથી લઇને ફરે છે. મગજનો ખરો રાજા બુદ્ધિ છે. જ્યારે ક્રોધ કે ઉદ્વેગ એના સિંહાસનને છીનવી લે છે ત્યારે એના માનસિક રાજ્યમાં રાષ્ટ્ર-વિપ્લવ થઇ જાય છે. સાંસારિક વિલાસ—વિનોદોની આસક્તિ આગળ આગળ ચાલે છે, અને તેની પાછળ પાછળ ભારેપણું અને ક્લેશ ચાલેછે. હવે જો ચાહો, તેને ગ્રહણ કરી લો, જો તમે ક્રોધાદિ ઉદ્વેગોથી બાંધેલા હો, અને તમે પોતાને સહાયતાહીન સમજતા હો તો પણ બંધનમુક્ત થઇ શકો છો, તમારી આધુનિક હીનદશાને પણ તમે ધીરે ધીરે પહોંચ્યા છો, તમે સારી સ્થિતિને પણ ધીરે ધીરે પાછા મેળવી શકો છો અને બુદ્ધિને સ્થાપિત કરીને ક્રોધને સિંહાસનથી નીચે ઉતારી શકો છો, ભોગવિલાસોને છાતી સાથે લગાવતા પહેલાંજ મનુષ્ય નુકશાનીઓથી બચી જાય છે. જો તે

એકાદવાર તેમાં લિન્ન થઇ ગયો તો પછી તેનાથી છુટકારો ત્યારેજ થવાનો કે જ્યારે તેનાં ખરબ પરિણામોનો અનુભવ કરીને તેને સમજી શકશે. કર્ત્તવ્યપરાયણતા અંગીકાર કરવા પહેલાંજ ભૂંડાઇથી બચવાનો સંકલ્પ નિશ્ચિત થઈ જાય છે, કેમકે કર્ત્તવ્યપરાયણતા ધારણ કરતાં જ સમસ્ત સ્વાર્થિક વિચાર, બડબડાટ અને હાય હાય હૃદયથી દૂર કરવી પડે છે. કર્ત્તવ્યપરાયણતા અને ઉત્તરદાયિત્વને પ્રેમ અને વિવેકથી અંગીકૃત કરવાથી તેનો ભાર હલકો થઇ જાય છે.

મનુષ્ય ભાર વગરના વિચારથી અને સ્વાર્થપૂર્ણ લાલસાઓથી વધુ ભારે અને અસહનીય થઈ જાય છે. જો તમારી દશા સંકટપૂર્ણ હોય તો તે માટે છે કે તમને તેની જરૂર છે અને તેની સામે થવાને માટે તમે તમારી શક્તિનો વિસ્તાર કરી શકો છો. તે તમને કડવી અને કઠીણ તે. એથી પ્રતીત થાય છે કે તમારી અંદર નિર્બળતાનો અંશ છે અને જ્યાં સુધી તે અંશ દૂર નહિં થાય ત્યાં સુધી એ દશા તમને એવીજ કડવી અને કઠીણ જણાશે. એવી દશા ઉપસ્થિત થવાથી તમારે હાર્ષિત થવું જોઇએ કે તમને તમારી શકિત અને બુદ્ધિ વધારવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે. બુદ્ધિ આગળ કોઇ પણ સંસ્થા કઠીન થઇ શકતી નથી અને પ્રેમને કોઇ પણ શકિત પરીશ્રાન્ત કરી શકતી નથી. કઠીણતાનું ચિન્તન કરવું છોડી દો અને તમારા નીકટ રહેનારાંના જીવનનો વિચાર કરો.

એક એવી સ્ત્રી છે કે જેનો બહુજ મોટો પરીવાર છે અને તે પોતાના પંદર રૂપીઆના માસીક પગારથી ઘણી મુસ્કેલીથી પોતાના ઘરનું ખર્ચ ચલાવે છે. તે ઘરનું કામકાજ હાથે જ કરે છે, પાડોશનાં રોગી મનુષ્યોની સેવા સુશ્રુષા કરે છે. તે દેવાથી તેમજ નીરાશારૂપી કાદવથી તો બિલકુલ બચી ગયેલી છે તે સૂર્યોદયથી રાત્રિ

પર્યંત હર્ષિત રહે છે અને કોઇ પણ કઠીણ સંસ્થાને માટે દરકાર કરતી નથી. તે સ્વાર્થશુન્ય હોવાને લીધે હંમેશાં પ્રસન્નમુખી રહે છે. તે એ વિચારથી સુખી છે કે હું બીજાના સુખનું કારણ બની છું. જો તે કોઇ એવી વાતોનો વિચાર કરવા લાગે છે કે "હાલ તો અમુક રજા છે, એ દીવસે નાટક જોવા જઉં, ઘરનાં કાર્યો અને ખર્ચમાં અવકાશ મળે તો નવી નવી ફેશનની વસ્તુઓ ખરીદું, ખેલ તમાસો જોવાને અને ગાયન સાંભળવાને જઉં, ચોપડીઓ વાંચું, આમ તમની સ્ત્રીઓ સાથે મીત્રતા કરૂં" તો તે કેટલી દુઃખી અને કલેશપૂર્ણ થઇ જશે? તેનું ઘરકામ તેને કેટલું ભારે જણાશે? ઘરનું સાધારણ કાર્ય પણ તેને એવું જણાશે કે જાણે કોઇ ભારે પત્થર તેની ગર્દન સાથે બાંધેલો હશે અને તેના બોજાથી તે જલ્દી જ સ્મશાનભૂમીમાં ચાલી જશે. પરંતુ સ્વાર્થના હેતુથી તે એવો વિચાર નથી કરતી, એથી તેને કાંઇ પણ ભાર જણાતો નથી અને તે પ્રસન્ન રહે છે. હર્ષ અને નિઃસ્વાર્થ ભાવ એ બંને ગાઢ મીત્ર છે. સ્નેહને કામ બહુ ભારે જણાતું નથી.

એક બીજા માણસને લ્યો કે જેને જરૂર કરતાં પણ વધુ આવક છે. અને જે વૈભવ અને વિલાસની સાથે રહે છે, પરંતુ સામાજીક આવશ્યકતાના કાંઇક વિશેષ કર્તવ્ય પાલનમાં તેને પોતાને કાંઇક સમય વિલાસ અને દ્રવ્યનો ખર્ચ કરવો પડે છે. તે ઉપકારના કામને પ્રેમની સાથે કરવુ જોઇએ, પરંતુ તેથી વિપરીત તો એ કાર્યથી પોતાના પિંડને છોડાવવા ઇચ્છે છે. અને સદા આસંતુષ્ટ અને અસુખી રહે છે. અને પોતાની કાર્યવાહીને કઠણ સંસ્થા બતાવે છે. જેવી રીતે હર્ષ અને નિઃસ્વાર્થપણું એ બંન્ને મિત્ર છે, તેવી જ રીતે અસંતોષ અને સ્વાર્થ પણ અવિભક્ત સાથી છે. આત્મસ્નેહ એ કામને હર્ષયુકત સમજતા નથી.

જીવનમાં ઉપર પ્રમાણેનાં બંને પ્રકારનાં ઉદાહરણો બહુજ છે. બંન્ને ચિત્રોમાં કહીન દશા કઈ સ્ત્રીની છે ? તે બંન્ને દશાઓ કઠણ અને સંકટ પ્રચુર નથી. જેવો જેવો પ્રેમ યા સ્વાર્થ એ વ્યવસ્થાઓમાં ભરેલો છે તેવો જ તે આનંદપૂર્ણ યા કલેશપૂર્ણ છે. એ વિષયનું દુઃખ યા સુખ ની જડ એ વ્યક્તિ વિશેનો મનોભાવ છે. નહિં કે વ્યવસ્થા. કોઇ મનુષ્ય ધર્મશાસ્ત્ર યા કોઇ તંત્ર વિદ્યાના અધ્યયનનો આરંભ કરે છે અને કહે છે કેઃ “ જો મારા ઉપર સ્ત્રી અને કુટુંબનો ભાર નહિં હોત તો હું કોઇ બહુજ ભારે કાર્ય કરત અને જેવું જ્ઞાન મને હાલ છે તેવું પહેલાં હોત તો હું વિવાહ ન કરત.” પરંતું અમારૂં કહેવું એ છે કે એ મનુષ્યને હજુ સુધી બુદ્ધિનો સીધો અને વિશાલ માર્ગ દષ્ટિગત જ થયો નથી અને જે મહત્કાર્ય કરવાને માટે તે એવો ઉત્સુક થઇ રહ્યો છે, તેના સંપાદનને યોગ્ય તે છે જ નહિ. જો કોઇ મનુષ્યના હૃદયમાં મનુષ્ય જાતિને માટે એટલો પ્રેમ છે કે તે તેના ઉપકારાર્થે કોઇ મહત્કાર્યને કરવા ઇચ્છે છે તે તેણે એ અસીમ પ્રેમને, તે ચહે જેવી સ્થિતિમાં કેમ ન હોય તેમાં પણ તે પ્રકાશીત કર્યા વિના રહેત નહિ. એ પ્રેમભાવથી તેનું સમસ્ત વાસસ્થાન ભરેલું રહેશે, અને તેના સ્વાર્થ શુન્ય પ્રેમનું સૌન્દર્ય શાંતી અને માધુર્ય જ્યાં વહી જશે ત્યાં તેની સાથે રહેશે. અને પોતાની પાસે રહેનારાઓને સુખી અને પ્રત્યેક વસ્તુને ઉત્તમ બનાવી શકશે જે પ્રેમ માત્ર બહાર દેખાડવામાં આવે છે, પરંતુ ઘરમાં હોતો નથી તે પ્રેમ નથી પરંતુ ગર્વ યા અહંકાર છે.

ઘણા ધર્મોપદેશકોનાં એવાં ઘર જોવામાં આવે છે કે જે હર્ષ શુન્ય હોય છે અને જેમાં બાળકોની પણ સંભાળ બરોબર રાખવામાં આવતી નથી. તેવા ધર્મોપદેશકો બીજાના ઘરોને માટે સુખ અને હર્ષ

નો ઉપદેશ આપે છે. અને જાતે પોતાના ઘરની તો આવી દશા રાખે છે. તેવા ઉપદેશકો બીજાને ઉપદેશ આપે છે અને પોતાને ત્યાં શું ચાલે છે તેની કાળજી ન રાખવાથી ખરાબી કરે છે. આવા મનુષ્યો પોતેજ ઉપજાવેલા કષ્ટોને પણ પવિત્ર અને ધાર્મિકભારરૂપ સમજે છે અને તેને માથે લઇ ફરે છે. મહાનપુરુષો મહાન કાર્યો કરી શકે છે. જ્યારે તેઓ એ કાર્ય ઉકેલી પ્રકાશિત કરી દે છે અને તેના મર્મોને જાણી લે છે ત્યારે તે ગમે ત્યાં હોય છે, અને ગમે તેવી દશામાં હોય છે તો પણ પોતાનાં કાર્યને જરૂર સંપાદન કરી લે છે.

તમે જો મનુષ્ય જાતિના ઉપકારાર્થે આટલા ચિંતત થઇ રહ્યા હો તો પહેલાં તમારા ઘરમાં ઉપકાર કરો, તમારૂં ઘર પહેલાં સુધારો, તમે જાતે તમને પોતાને, પછી પડોશીને મદદ કરો, તમે ભુલ ન ખાઓ. જ્યાં સુધી તમે સાચી ભકિતથી સાથે રહેનારાઓ અને તમારાથી નાનાઓનું ભલું નહિં કરી શકો ત્યાં સુધી તમે દૂરના બીજા મનુષ્યોનું ભલું નહિં કર શકો. અંગ્રેજીમાં કહેવત છે કે: ખેરાતનો ઘરમાંથી આરંભ થાય છે. જો કોઇ મનુષ્યે પોતાના જીવનનાં ઘણાં વર્ષ ભોગ વિલાસ અને ઇન્દ્રિયલોલુપતામાં વ્યતિત કર્યાં હોય તો એ પ્રકૃતિ અનુસાર જરૂરનું છે કે તેણે કરેલાં પાપ અંતમાં તેને ભારથી પીડા કરે. કેમકે જ્યાં સુધી તેના પર અસહ્નીય બોજો નહિં પડે ત્યાં સુધી તે તેને છોડશે નહિં અને જીવનના આનંદમય માર્ગને પણ નહિં ગ્રહણ કરે પરંતુ જ્યાં સુધી તે પોતે પોતાનાં ઉત્પન્ન કરેલા પાપ ભારને ઇશ્વરદત્ત કે, પુણ્ય પદાર્થ કે મહત્તાનાં લક્ષણ કે બીજાએ તેના ઉપર લાદેલો બોજો છે એમ સમજે છે ત્યાં સુધી તે કેવળ પોતાની મૂર્ખતાને વિસ્તૃત કરે છે. પોતાનો ભાર વધારે છે અને પોતાના કલેશ અને ખેદને વધારે છે. જ્યારે તે સત્યને સમજી લેશે કે

ટેનો ભાર સ્વયં તેનો બનાવેલો છે અને તે તેના કાર્યોનું સંચિત પરિણામ છે ત્યારે તે આત્મદયાને છોડશે અને પોતાના ભારને હલકો કરવ નો ઉપાય શોધશે. જ્યારે તે પોતાના પ્રત્યેક વિચાર અને કાર્યને પોતાનાં જીવન મંદિર બનાવવાના ઇંટ અને પત્થર રૂપ છે એમ નેત્ર ઉઘાડીને જોશે ત્યારે તે પોતાની આધ્યાત્મિક દૃષ્ટિને વધારશે. જેથી તે પોતાના પૂર્વનાં કરેલાં કાર્યોનો નાપાયાદાર સ્વીકાર કરશે. અને ભવિષ્યમાં એને યોગ્યતા અને દૃઢતાની સાથે કરવાનો આરંભ કરી દેશે. જ્યાં સુધી આપણામાં પ્રેમ અને વિવેકની ન્યુનતા રહે છે ત્યાં સુધી દુઃખદાયક ભારની આવસ્યકતા છે.

આનંદનું મંદિર તો ક્લેશ અને અભિમાનના બહારના ભાગની અંદર છે અને ત્યાં પહોંચવાને માટે યાત્રાળુઓએ એ ભાગની અંદર જવું પડે છે. એ બહારના ભાગમાં તેણે અલ્પકાળ સુધી થોભવું પડે છે. પરતુ ત્યાં સુધી થોભવું પડે છે કે જ્યાં સુધી તે પોતાની કાચી સમજને લીધે તેની અંદરના પૂજ્ય સ્થાનને સમજી રહે. જ્યાં સુધી તે પોતે પોતાના ઉપર દયા કરશે અને દુઃખને પવિત્ર સમજશે ત્યાં સુધી દુઃખાજ રહેશે. પરંતુ આત્મલાલનનો સંપૂર્ણતાથી ત્યાગ કરી જયારે તે જોશે કે દુઃખ અને ક્લેશ તો માત્ર માર્ગ છે, નહિં કે મનોરથ કે ફળ રૂપ છે. ત્યારે તે પોતાના મન અને વિચારોને શુદ્ધ કરી એ બહારના ભાગની શાંતિને અંદર પ્રવેશ કરાવશે.

ક્લેશ સંપૂર્ણતાથી ઉત્પન્ન થતો નથી પણ અપૂર્ણતાથી ઉત્પન્ન થાય છે. એ અપરિપક્વતાનું લક્ષણ છે, પરિપક્વતાનું નહિં. એથી ક્લેશનો ત્યાગ થઇ શકે છે. તે ઉત્પન્ન થવાનું કારણ શોધી શકાય છે, સમજી શકાય છે, અને તેને દૂર હઠાવી શકાય છે. એથી સત્ય છે કે વિશ્રામનો હેતુ આપણને ક્લેશમાં થઇને અને શાંતિનો હેતુ

નિર્જનતામાં થઇને આપણે જવું પડે છે. પરંતુ દુઃખીએ સ્મરણ રાખવું કે કલેશોમાં થઇ તેણે બહાર નીકળવાનું છે, તેમાં રહેવાનું નથી. કલેશ એ દ્વાર રૂપ છે, તે નિવાસ સ્થાન રૂપ નથી. નિર્જનતા એ તો માર્ગ છે. તે કાંઈ નિર્દિષ્ટ સ્થાન નથી. એ પ્રકારે યાત્રા સમાપ્ત કરીને તે દુઃખ રહિત અને આનંદમય વિશ્રામને પ્રાપ્ત કરશે.

બોજો થોડો થોડો સંચિત થઇને વધે છે. તેનું ગુરુત્વ એવી સુક્ષ્મતાથી અને ધીરે ધીરે વધે છે કે ખબર પણ પડતી નથી. વિચાર શુન્ય ઉદ્વેગ, ઉત્કટ આત્મસ્નેહ, ક્રોધ આંધળી લાલસાનું ઉત્પન્ન થવું, અને તેનું વારંવાર ઇષ્ટ ભોગ પ્રાપ્ત કરી સંતુષ્ટ હોવું. અપવિત્ર વિચારોનો પ્રાદુર્ભાવ, કટુ વચન કહેવાં મૂર્ખતા કરવી ઇત્યાદિ હજારો દોષોના પાપ સંચયનો ભાર કલેશદાયક અને અસહનીય થઇ જાય છે. આરંભમાં કેટલાક સમય સુધી તો બોજો કષ્ટ આપતો નથી, પરંતુ દિન પ્રતિદિન તે વધતો જાય છે અને ફરી એક સમય એવો આવે છે કે જ્યારે સ્વાર્થતાનાં કડવાં ફળ એકઠાં થાય છે અને જીવનની હારથી હૃદય દુઃખી થાય છે, ત્યારે તે બોજો અત્યંત દુઃખદાયી પ્રતીત થવા લાગે છે, જ્યારે એ સમય આવી જાય તો દુઃખીએ જાણવું જોઇએ કે તેણે પોતાને જોવો અને ભારને દૂર કરવાના ઉપાયને શોધવો. જો એ ઉપાય મળી જશે તો તેને સારી રીતે યોગ્યતાની સાથે જીવન વ્યતીત કરવાને માટે વિવેક, પવિત્રતા અને પ્રેમ પ્રાપ્ત થઇ જશે.

પોતાના પૂર્વના ચરિત્રને બદલવાથી, જે કારણથી તેના માથે પાપનો ભાર ચઢયો હતો, તેનો સમય ચેનથી વ્યતીત થવા લાગશે અને તે પોતાના કર્ત્તવ્યને હર્ષથી કરશે. આ પ્રકારે પાપ ભારને ઉતારવો એ શું એક આનંદનો રાજમાર્ગ નથી.





# પ્રકરણ ૫ મું.

## ગુપ્ત આત્મમાર્ગ

જ્યારે સ્વર્ગ આપણી ચોતરફ અને આપણી અંદર છે તો આપણે ઠેકાણે ઠેકાણે ભટકવાથી શો લાભ થઇ શકવાનો છે. પ્રત્યેક ગુણનું બીજ વિનય છે. જો આ બીજને સારૂં બનાવે તો તે દૃઢતાની સાથે બનાવે છે. **શેલી**

તમારો મત ગમે તે હોય. પણ સત્ય તમારી અંદર છે. તે બહારની વસ્તુઓથી ઉત્પન્ન થતું નથી. **બ્રાઉનિંગ**

---

એમ કહેવું સત્યથં વિપરીત જણાય છે કે ત્યાગથી આપણને પ્રાપ્તિ થાય છે અને લોભથી હાનિ થાય છે. ગુણ પ્રાપ્ત કરવા માટે આપણે અવગુણની હાનિ ભોગવવી પડે છે પ્રત્યેક પુણ્યની પ્રાપ્તિને માટે પ્રત્યેક સ્વાર્થી વિલાસનો ત્યાગ કરવો પડે છે. સત્યના માર્ગ પર જેમ જેમ પગ વધારવામાં આવે છે તેમ તેમ અસત્ય અને દોષ છોડવા પડે છે.

નવાં વસ્ત્ર પહેરવા પૂર્વે જુનાં વસ્ત્ર ઉતારવાં પડે છે. એ પ્રકારે સત્ય ગ્રહણ કરવાને માટે અસત્યનો પરિત્યાગ કરવો પડે છે. માળી શાક પાન ખોદી ઢગલો એ વાસ્તે કરે છે કે તે રડીને ખાતરની

તેણે વાવેલા છોડવાનો આહાર બની જાય. એ પ્રકારે બુદ્ધિ વૃક્ષ પણ ઉખેડી નાંખેલી મુર્ખતાઓના ખાતરથી પોષણ પામે છે. લાભને માટે આત્મોત્સર્ગની જરૂર છે. સત્ય જીવન, આનંદમય જીવન અર્થાત તેવું જીવન કે જે કી ક્લેશ અને ઉદ્વેગથી પીડાતો નથી તે આત્મોત્સર્ગથી પ્રાપ્ત થાય છે. બહારની વસ્તુઓના ઉત્સર્ગથી નહિં, પરંતુ અંદરના દોષ અને અપવિત્રતાઓના ઉત્સર્ગથી એવું જીવન પ્રાપ્ત થાય છે. કેમકે એ આંતરિક વિકાર મનુષ્યોને માટે દુઃખ અને ક્લેશ ઉત્પન્ન કરે છે. ઉત્તમ અને સત્યનું બલિદાન આપવાની જરૂર નથી. પરંતુ અસત્ય અને ખરાબનું બલિદાન આપવાની જરૂર છે. એથી ઉત્સર્ગથી અંતે લાભ જ થાય છે. હાનિ થતી નથી. આરંભમાં ઉત્સર્ગ ઘણું કષ્ટ દાયક જણાય છે. તેનું કારણ એ છે કે મનુષ્ય સ્વાર્થને લીધે ભ્રમ અને અંધકારમાં પડેલો રહે છે, સ્વાભાવિક નિયમ એવો છે કે જ્યારે કોઇ ની પ્રકૃતિમાંથી સ્વાર્થનો અંશ કાઢી નાંખવામાં આવે છે, ત્યારે પીડા તો જરૂર થાય છે. જ્યારે કોઇ વ્યસની મનુષ્ય પોતાનું અફીણ કે દારૂનું વ્યસન છોડવાનો દૃઢ સંકલ્પ કરે છે ત્યારે તેને ક્લેશ તો થાય છે અને તે સમજે છે કે હું એક મહા આનંદનો ત્યાગ કરી રહ્યો છું. પરંતુ જ્યારે તેનો વિજય સંપૂર્ણ થઇ જાય છે, ત્યારે તેની વ્યસનની–મદિરા પાનની ઇચ્છા નષ્ટ થઇ જાય છે અને તેનું મન શાંત અને સચેત થઇ જાય છે. ત્યારે એ જાણે છે કે તેના પાશવિક અને સ્વાર્થિ વિશ્વાસનો ત્યાગ કરવાથી તેને ઘણો લાભ થયો છે. અને જેનો તેણે ત્યાગ કરી ગુમાવ્યું છે તે ખરાબ અને અસત્ય હતું. તે રાખવા યોગ્ય નહોતું અને તેનો સંગ રાખવાથી જરૂર તેને દુઃખ થાત. પરંતુ સદાચાર અને આત્મદમનથી જે તેને લાભ થયો છે તે ઉત્તમ અને સત્ય લાભ થયો છે. અને તેની પ્રાપ્તિ કરવી એ તેને માટે જરૂરની હતી.

સર્વ પ્રકારના સત્ય ઉત્સર્ગોની એવીજ સ્થિતિ છે આરંભમાં અને સંપૂર્ણતા સુધી તો તે દુઃખદાયક જણાય છે અને એને માટે મનુષ્ય ગભરાય છે. સ્વાર્થનો ભોગ આપી લાલસાઓને છોડવાથી અને સંપૂર્ણતા મળતા સુધી તો તે દુઃખદાયક જણાય છે અને એને માટે મનુષ્ય ગભરાય છે. સ્વાર્થી ભોગ અને લાલસાઓને છોડવાથી અને તેને જીતવામાં મનુષ્યોને કાંઇપણ લાભ તરત તો જણાતો નથી. તેને શરૂઆતમાં તો ખરાબ જણાય છે, કે કેવા મીઠા આનંદની આપણે હાનિ વેઠવી પડે છે અને તે । સ્થાને કેટલો કલેશ અને દુઃખ ભોગવવું પડે છે. એમ થવું પણ જોઇએ. કેમકે જો કોઇ મનુષ્ય એટલું જાણી લે કે સ્વાર્થનો વધુ ત્યાગ કરવાથી તેને અપરિમિત સુખનો લાભ થાય છે કે જે અત્યંત દુષ્પ્રાપ્ય છે. તો એ સુખની પ્રાપ્તિ તેને માટે ઘણીજ કઠીણ થઇ જાય છે. કેમકે તેની એ યથાર્થ લાભની લાલસા અર્થાત સ્વાર્થની લાલસા એથી પણ પ્રબળ થઇ જાય છે અને જ્યાં સ્વાર્થ છે ત્યાં સુખ કેવું ?

જ્યાંસુધી મનુષ્ય લાભ યા પારિતોષકનો કાંઇપણ વિચાર ન કરતાં હાનિ ઉઠાવવા કટિબદ્ધ થતો નથી ત્યાંસુધી તે નિઃસ્વાર્થી થઇ શકતો નથી અને પરમાનંદને મેળવી શકતો નથી. મનની આ પ્રકારની સ્થિતિ જ મનુષ્યને સ્વાર્થશુન્ય બનાવે છે. પોતાના નિકટ વર્તીયોના સુખના માટે આ લાભ યા ઇનામની ઇચ્છા રાખતાં મનુષ્યોએ નમ્રતાની સાથે પોતાના સ્વાર્થપૂર્ણ કાર્ય અને સ્વભાવ છોડવા જોઇએ, કેમકે તે અસત્ય અને અયોગ્ય છે. જો એમ કરવાથી જગત વધુ સુન્દર અને સુખી બને તો એમ કરવું એટલુંજ નહિં પણ તેણે પોતાના વિલાસ અને સુખી જીવનનો પણ ત્યાગ કરવો જોઇએ. આમ કરવાથી શું તે હાનિ સહન કરે છે ? જ્યારે કૃપણ ધનની લાલસા છોડે છે

ત્યારે તે શું ખરેખર હાનિ ભોગવે છે ! જ્યારે ચોર ચોરી કરવી છોડે છે ત્યારે શું તેને હાનિ થાય છે ? સ્વાર્થ ત્યાગથી કોઇને હાનિ થતી નથી, તો પણ મનુષ્ય એ વિચાર કરે છે કે એમ કરવાથી તેને હાનિ થાય છે. એથી તેને કષ્ટ થાય છે અને એ કષ્ટ એજ તેને હાનિ કર્ત્તાછે. પણ તેમાં આત્મોત્સર્ગ છે. હાનિથી લાભ એ પ્રકારે થાય છે.

સત્ય બલિદાન યા ઉત્સર્ગ અંદરનો છે અને ગુપ્ત છે. એ હૃદયના ગંભીર વિ[illegible]ત ભાવથી તે ઉત્તેજીત થાયછે. આત્મોત્સર્ગ વિના કાંઇપણ હોતું નથી અને આધ્યાત્મિક જ્ઞાનવિસ્તારના સમયે મનુષ્યને એના પર આધાર રાખવો પડે છે. પરંતુ એ આત્મસમર્પણ કયા પદાર્થોનો બનેલો છે, કેવી રીતે પ્રયોજીત થાય છે, કયાં શોધવામાં આવે છે, અને કયાં મળે છે ? સ્વાર્થી વિચાર અને કાર્યોમાં જે મનુષ્યની દૈનિક પ્રવૃત્તિ હોય છે તેને જીતવાને અને દબાવવાથી આત્મોત્સર્ગ થાય છે.

બીજાઓની સાથે જે આપણો સાધારણ વ્યવહાર છે, તેમાં એ પ્રયોજીત થાય છે અને કોલાહલ અને લાભની ઘડીમાં તે પ્રાપ્ત થાય છે. હૃદયના ગુપ્ત અને ગંભીર આત્મોત્સર્ગ ઘણા પ્રકારના થાય છે. તેના સંપાદનમાં પીડા જરૂર થાય છે, પરંતુ તેના કરનારા અને જેને માટે તે કરવામાં આવે છે એ બન્ને વ્યક્તિયોને જ અસીમ આનંદ પ્રાપ્ત થાય છે. મહત્ કાર્ય કરવા માટે કે જેમાં ભારે આત્મબલિદાનની જરૂર છે તે કરવા માટે ઉત્સુક અને ઉદ્યત રહે છે. પરંતુ જે નાનાં નાનાં આત્મસમર્પણ છે અને જેને તે કરી શકે છે તેને ભુલે છે અને તેના તરફથી તેનાં નેત્રોએ પાટા બાંધી રાખે છે. જ્યાં તમારૂં નાશકારક પાપ છે ત્યાં તમારી નિર્બળતા છે. જયાં તમને લોભ વધુ સતાવે છે ત્યાં તમે તમારા પ્રાથમિક આત્મોત્સર્ગનો આરંભ

કરો છો. એમ કરવાથી તમને શાંતિમાર્ગ મળી જશે, કદાચિત તમારો મુખ્ય દોષ ક્રોધ અને અદયાળુતા હશે. શું તમે ક્રોધ, ઉદ્વેગ, કટુ વચન, અદયાળુ વિચાર અને કર્મને ત્યાગી નહિં શકો? શું તમે કટુ વચન, આક્રમણ, દોષારોપણ અને અકૃપાને ચુપચાપ સહન કરવા અને સામો અપકાર કરવાને માટે તૈયાર થઇ શકો છો? એટલુંજ નહિં પણ એ મૂર્ખતાઓના બદલામાં દયા અને સ્નેહ નથી આપી શકતા? જો એવું કરી શકતા હો તો પરમાનંદને પહોંચનારા ગુપ્ત આત્મોત્સગોને માટે પણ તમે સજ્જભુત થઇ ગયા છો.

જો તમારા સ્વભાવમાં ક્રોધ અને અદયાળુતા હોય તો તેને છોડો. મનની એવી કઠોર નિર્દય અને અનુચિત વૃત્તિયોથી તમને કદી લાભ થયો નથી તો એવો સ્વભાવ તમને અસ્વસ્થતા, દુ:ખ અને આધ્યાત્મિક અંધકાર સિવાય બીજું કાંઇ બતાવી શકતો નથી. બીજાઓને પણ એ સિવાય તમે બીજું કાંઇ આપી શકતા નથી. કદાચિત તમે કહેશો કે અમુક વ્યકિતએ મારી સાથે પહેલાં નિર્દયતા કરી એણે મારી સાથે અનુચિત વ્યવહાર કર્યો કદાચ એમ પણ હોય તો પણ એ એક નીચમહાનું ગણાય એ તો એક બીકણ વૃત્તિ ગણાય. જો કે તમારી સાથે તેની નિર્દયતા દુષિત અને હાનિકારક છે તો પણ તેની સાથે તમારી અદયાળુતા દૂષિત અને હાનિકારક ગણાય. જો એક મનુષ્ય તમારા પર કૃપા ન કરે તો એ કોઇ એવી કુનીતિ છે કે તમે પણ તેનાપર કૃપા ન કરો? એવા વખતે તમારે તેના પર વધુ કૃપા જણાવવી જોઇએ. જળ પ્રવાહમાં જળ રેડવાથી તે બંધ ન થાય પણ વધે છે, નિર્દયતાથી નિર્દયતા ઓછી થતી નથી, અગ્નિથી અગ્નિ હોલાતો નથી, ક્રોધથી ક્રોધ ઓછી શકતો નથી.

અન્યના પર ક્રોધ ન કરો, અકૃપા ન રાખો, તાળી બે હાથે

લાગે છે, એથી તમે બીજા હાથ રૂપ ન બનો. કદાચ કેઇ મનુષ્ય તમારા પર ક્રોધી થાય કે રૂષ્ટ થાય તો શોધી કાઢો કે તમે તેનો શો દોષ કર્યો છે. તેના બદલામાં તમે ક્રોધ અને નિર્દય ન બનો. એવા વખતે તો શાન્ત, ક્ષાન્ત અને દયાળુ બનો અને તેનું ભલું કરવા તૈયાર થઇ તમારો દોષ કરનારા પર દયા કરવી શીખો.

જો સ્વભાવથી જ તમે અધીર અને ચીડીયા હો તો અધીરતા છોડવા માટે ગુપ્ત આત્મોત્સર્ગ શીખો. જે સ્થાને તમારો સ્વભાવ અધીરો થતો હોય ત્યાં તેને રોકો અધૈર્યના નિર્દય અધિકારને કદાપિ પણ અધીન ન થતાં તેને જીતવાનો દૃઢ સંકલ્પ કરો. અધૈર્યને ઘડીવાર પણ તમારા સ્વભાવમાં રહેવા ન દો અને એવી ભુલ ન કરો કે બીજાએની મૂર્ખતા અને દોષોને લીધે તમારે અધીર બનવું પડે. બીજાઓ ગમે તે તમને કહે કે તમારા પ્રતિ અયોગ્ય વર્તણું, આદરે, ચાહે તો તમને ચીડાવે કે છેડે, પણ તમારે ધૈર્ય ન છોડવું. અધીરતા અનાવશ્યક છે, એટલુંજ નહિં પણ જે દોષોને દૂર કરવાને માટે એ ઉત્પન્ન થાય છે તેને ઉલ્ટી વધારે છે. અધીરતા અને ચીડીયાપણું દુર્બળતા અને અયોગ્યતાનાં લક્ષણ છે. એથી તમને કે તમારા પાડોશીયોને કાંઇક વિશ્રામ, શાંતી અને સુખ નથી મળતાં. પરંતુ હીનતા અને દુર્ભાગ્ય પ્રાપ્ત થાય છે.તમારી અધીરતાથી બીજાઓને તો આઘાત પહોંચે છેજ અને તમને પોતાને પણ આઘાત થાય છે

અધીર જન સત્ય આનંદને બિલકુલ જાણતા નથી. કેમકે તે હંમેશાં દુઃખી અને બેચેન રહે છે. તે ધૈર્યના શાંત, સૌંદર્ય અને અનંત માધુર્યથી અનભિજ્ઞ રહે છે. તેના મનને વિશ્રામ આપવા માટે શાંતિ તેની નિકટ પણ આવી શકતી નથી. જ્યાં સુધી અધીરતાનો ત્યાગ નહીં કરો. ત્યાં સુધી આનંદ કદાપિ નહીં મળે, તેના ત્યાગથી

સહનશીલતાની વૃદ્ધિ થાય છે. શાંતિનો અભ્યાસ પડે છે અને નવીન તેમ વિનીત સ્વભાવ બને છે, જ્યારે અધૈર્ય અને ચીડીયાપણું બિલ્કુલ દૂર કરી દેવામાં આવે છે અને નિઃસ્વાર્થતાની વેદીપર ભસ્મિભૂત કરવામાં આવે છે, ત્યારે સબલ સ્થિર અને શાંત મનનો આનંદ ભોગવી શકાય છે.

એવા ઘણા નાના નાના સ્વાર્થપૂર્ણ વિલાસ છે કે જે બહારથી નિર્દોષ જણાય છે અને તેનું સેવન કરવામાં આવે છે. પરંતુ કોઇ પણ વિલાસ હોય જો તેમાં સ્વાર્થની વાસના હશે તો તે હાનિકારક જરૂર થાય છે. લોકો નથી સમજી શકતા કે એવા ભોગવિલાસોની પાછળ વારંવાર દોડવાથી તેને કેટલી મહાન હાનિ પહોંચે છે. મનુષ્યમાં ઇશ્વરીય અને પાશવિક એ બે અંશો હોય છે. ઇશ્વરીય અંશ ત્યારેજ ઉન્નત થાય છે કે જ્યારે પાશવીક અંશ દૂર થાય છે. ઇન્દ્રિયોનાં કલ્પિત સુખ પહોંચાડનાર વિલાસ બહારથી ગમે તેટલાં નિર્દોષ જણાય પરંતુ એ મનુષ્યને સત્ય અને આનંદથી દુર ધસડે છે. અને જેમ જેમ મનુષ્ય પોતાની ઇન્દ્રિયોને પાશવિક સુખ આપે છે, તેમ તેમ તેની ઇન્દ્રિયો પ્રબળ થતી જાય છે. જ્યાં સુધી આ નાના બહારના વિલાસોને મનુષ્ય છોડતા નથી, ત્યાં સુધી તે એ વાતને સમજી શકતા નથી કે એમ કરવાથી તેમણે કેટલાં બળ, હર્ષ, સદાચાર અને પવિત્ર ભાવને નષ્ટ કર્યા છે. મનુષ્ય જયાં સુધી સ્વાર્થી ભોગ વિલાસોનો પરિત્યાગ નહીં કરે ત્યાં સુધી તે સાચા હર્ષને મેળવી શકતો નથી.

આ આત્મ સ્નેહ અને ઇન્દ્રિય લોલુપતાથી મનુષ્ય પોતે પોતાને પતિત બનાવે છે. પોતાના આત્મ ગૌરવને નષ્ટ કરે છે. અને સંસારમાં ઉત્તમ કાર્ય કરવાના પોતાના પ્રભાવ અને બળને ખોઇ દે છે. ઇચ્છાઓને વશ થઇ તે પોતાના આંતરિક અંધકારને એટલો બધો વધુ

વધારી લે છે કે પદાર્થોના મર્મને જોવાની અને વાસ્તવ સત્યને ઓળખવાની દષ્ટિ ગુમાવી દે છે. પાશવિક વિલાસ એ સત્ય માર્ગના શત્રુ રૂપ છે. વિલાસોના ઉત્સર્ગથી મનુષ્ય અસ્થિરતા અને સંદેહને દબાવી દે છે, અને અંતર દષ્ટિ અને દઢ વિશ્વાસને પ્રાપ્ત કરે છે. તમે તમારી દુષ્ટ વાસનાઓને છોડો અને ક્ષણિક સુખ કરતાં વધુ સ્થાયી, ઉન્નત અને ઉચ્ચતર સુખ પર તમારૂં મન જોડો. ઇન્દ્રિય લોલુપતાથી ઉપર રહેશો તો તમારૂં જીવન વ્યર્થ અને સંદિગ્ધ નહિં રહે.

ઘણા મનુષ્યો પોતાનાજ વચનને પ્રમાણરૂપ સમજે છે. જે કાંઇ તેમણે કહી દીધું તેને બ્રહ્મવાકય મનાવવા માટે તે બીજાઓ સાથે લડે ઝગડે છે. આ પ્રકૃતિને છોડવાથી બીજાઓ પર સારો પ્રભાવ પડે છે. બીજાઓના જીવન, સંમતિ અને ધર્મમાં દખલ કરવાની પ્રકૃતિને છોડવી જોઇએ. પરંતુ તેમની સાથે સહિષ્ણુતા રાખવી જોઇએ. પોતાનું વાકય અથવા અનુમતિને જ પ્રમાણ રૂપ સમજવા એ એક પ્રકારનો સ્વાર્થ છે કે જે વિદ્વાનો અને વકતાઓમા ઘણે ભાગે જણાય છે. એમ કરવું એ નિર્દય અને અંધ હઠ છે. આરંભમા તો વચનની હઠ ઘણીજ કઠીણતાથી છુટે છે, પરંતુ એકવાર મસ્તકમાં સુશીલતા અને પ્રેમનો પ્રવેશ થઇ જાય છે તો પછી એ હઠનું દુઃખદાયક સ્વરૂપ પ્રકટ થઇ જાય છે.

હઠ કરનાર મનુષ્ય પોતાની સંમત્તિનેજ આદર્શ માને છે અને બીજાઓ કે જેમની અનુમતિ અને આચાર તેની વિરૂદ્ધ છે તેમને દુષિત માને છે. તે બીજાઓને ઉચિત માર્ગે લાવવાની ઇચ્છા કરવા છતાં જાતે યોગ્ય માર્ગે ચાલતા નથી જયારે બીજા મનુષ્યો તેને યોગ્ય બનાવવા ઇચ્છે છે અને તેની સાથે વિરોધ કરે છે ત્યારે તેને ઘણો આઘાત પહોંચે છે. અને તે મહા દુઃખી થાય છે. એનું ફળ એ

થાય છે કે તે સદા અપ્રસન્ન, અને ક્રોધી રહે છે. તેમજ નિર્દય વિચારોનો જ્વર તેને ચઢી આવે છે. એવા મનુષ્યો જ્યાંસુધી બીજાઓને પોતાના પ્રણાલી અનુસાર કાર્ય કરાવવા અને વિચાર કરાવવાની ઇચ્છાને નથી છોડતા ત્યાં સુધી શાંતિ, જ્ઞાન અને ઉન્નતિને પ્રાપ્ત કરી શકતા નથી. તે બીજાઓના હૃદયને જાણી શકતા નથી તેમજ તેમના કામ અને કામનાઓમાં પ્રેમ ભાવની સાથે સહાનુભુતિ રાખી શકતા નથી. તેમનું મન દ્વેષ અને કડવું રહ્યા કરે છે. એથી તેની અંદર મધુર સહાનુભુતિ અને અધ્યાત્મિક ધ્યાન પ્રવેશ કરી શકતાં નથી. જે મનુષ્ય એ હઠને છોડી દે છે તે બીજાઓની સાથે રોજના વ્યવહારમાં પોતાની અનુમતિ અને પક્ષપાતને દુર રાખી બીજાઓની પાસે જાને કંઇ શીખવાને માટે અને જેવા તે હોય છે તેવા તેના મનને જાણવા માટે પ્રયત્ન કરે છે અને પોતાની અનુમતિ પ્રકાશ કરવા માટે પોતે જેટલી સ્વતંત્રતા લે છે તેટલી જ સ્વતંત્રતા સામાને પણ આપે છે. આથી તેને પૂર્વ કરતાં વધુ જ્ઞાન, અનુકમ્પા અને આનંદનો અનુભવ થાય છે. અને તેને ખબર પણ ન હોય તેવા આનંદના ગુપ્ત માર્ગને જાણી જાય છે.

હવે લોભી અને લાલચુ વિચારો સંબંધી વિચાર કરીએ, આપણા સિવાય બીજાઓને પણ લક્ષ્મીની પ્રાપ્તિ થઇ જાય તો એમાં આપણે પ્રસન્ન થવું જોઇએ. બીજાઓને સારી વસ્તુઓ અને પ્રાપ્તિ ને જોઇ આપણા મનમાં આનંદ થવો જોઇએ. આપણા સ્વાર્થને બીજાઓના લાભને માટે નિઃસ્વાર્થ પણે અને શુદ્ધ ભાવની સાથે છોડી દેવો એ ખાસ મર્મની વાત છે. મનના એ પ્રકારના ભાવને ગ્રહણ કરવાથી ગંભીર શાંતિ અને અધ્યાત્મિક શકિત પ્રાપ્ત થાય છે. સ્વાર્થનો સત્ય ઉત્સર્ગ એજ છે.

આર્થિક સંમ્પતિયે ક્ષણિક છે તે સ્થાયી નથી એથી આપણે તેને આપણી કહી શકતા નથી તે આપણી પાસે અલ્પકાલને માટેજ રહે છે. પરંતુ આધ્યાત્મિક સંપત્તિયે સ્થાયી છે અને હમેશાં આપણી સાથે રહે છે. નિઃસ્વાર્થતા એ એક એવી આધ્યાત્મિક સંપત્તિ છે, કે જે આર્થિક સમ્પતિ અને સુખનો ભોગ આપવાથી પ્રાપ્ત થાય છે. અન્યવસ્તુઓ આપણા વિશેષ સુખને માટે નથી, જેથી તેને બીજાઓના હિતને માટે અર્પણ કરવા તત્પર રહેવાથી પ્રાપ્ત થાય છે.

સ્વાર્થહીન મનુષ્ય ધનવાન હોવા છતાં પણ તે પોતાના મનમાં અંધ નથી પોતાને જુદો સમજે છે, એથી તે કડવાશ, ભય અને ચિંતાઓ કે જે લોભી મનુષ્યોને પોતાના ધનને માટે થયા કરે છે, તેનાથી મુક્ત રહે છે, તે પોતાની ધનની પ્રાપ્તિને એટલી મોટી નથી સમજતો કે જેના નાશથી તેને કષ્ટ થાય. તે માત્ર નિઃસ્વાર્થતાને જ સંસારનાં કિલષ્ટ મનુષ્યોને માટે ઉપયોગી સમજે છે.

હવે કહો કે આનન્દમય મનુષ્ય કોણ છે? જે પોતાની સંમ્પતિને વધાર્યા કરે છે અને માત્ર પોતાને આનંદ થાય તે માટેના વિચાર રાખે છે તેઓ કે જે બીજાઓના સુખ અને ભલા માટે પોતાની પાસે જે કાંઇ હોય છે તેને પણ સમર્પણ કરવાને કટિબદ્ધ થાય છે છે તે ? લોભથી સુખ નષ્ટ થાય છે અને નિર્લોભથી સુખની પ્રાપ્તિ થાય છે. એક બીજો ગુપ્ત ઉત્સર્ગ એ છે કે જે મનુષ્ય જાતીના દુઃખોને દૂર કરવામાં મહા પ્રબલ શકિત રાખે છે, ઇર્ષ્યાનો પરિત્યાગ છે, અર્થાત બીજાઓ પ્રતિ કટુવચન ન કહાડવાં. તિરસ્કાર ન કરવો, ક્રોધ ન કરવો એ છે. કટુ વચનો, કટુભાવ ચિંતાઓ અને આનંદ એ સાથે સાથે રહેતાં નથી. ઇર્ષ્યા એ એક એવી ભયંકર અગ્નિ રૂપ છે કે જે મનુષ્યના મનમા ઉત્પન્ન થઇ તેની શાંતિ અને સુખના

કુસમોને બાળી દે છે અને મનને નરક રૂપ બનાવી દે છે. ઇર્ષ્યાનાં અનેક નામ છે તેમ ઘણા ભેદ છે. પરંતુ સર્વનું તાત્પર્ય એકજ છે. અર્થાત બીજાઓ પ્રતિ દ્વેષથી પ્રજ્વલિત વિચાર રાખવા એ ઇર્ષ્યા છે. આંધળા અનુયાયી લોકો તેને ધર્મ કહી બીજા ધર્મને માનનારાઓને ગાળો દે છે, તેમની સાથે લડાઇ કરે છે અને સંસારને દુઃખ અને અશ્રુઓથી ભરી દે છે.

બીજાઓની સાથે પ્રત્યેક પ્રકારનું વૈમનસ્ય, અરૂચિ અશુભ ચિંતન કટુવચન એ સર્વ ઇર્ષ્યા છે. જયાં ઇર્ષ્યા છે ત્યાંજ અસુખ છે જયાં સુધી મનુષ્યના મનમાં બીજાઓ માટે કે ઇ સંયુક્ત વિચાર ઉઠે છે ત્યાં સુધી તે ઇર્ષ્યાપર વિજયી થઇ શકતા નથી. ઇર્ષ્યાનો પરિત્યાગ તો જયાં સુધી અન્ય મનુષ્યો કે જે પોતાને હાનિ કરનારા છે તેના પ્રતિ પણ કૃપા ન રાખે ત્યાંસુધી પુર્ણ થઇ શકતો નથી.

જો તમારે સત્ય આનંદનો અનુભવ કરવો હોય તો એમ ન કરવું પડશે. ઇર્ષ્યાના કઠોર, નિર્દય અને લોઢાનાં કબાટોની અંદર પ્રેમરૂપી પવિત્ર દેવ રાહ જોઇને બેઠા છે, જેણે જેણે ઇર્ષ્યા છોડી છે તેને તે દર્શન દઇ શકિત મંદિરમાં લઇ જશે. બીજા તમારે માટે ગમે તે કહે કે કરે પરતુ તમે ખરાબ ન માનો, ઇર્ષ્યાનો ઉત્તર ઇર્ષ્યાથી ન આપો. જો કોઇ તમારા પ્રતિ દ્વેશ રાખતા હોય તો જાણવું કે કદાચ તમાર થી જાણે કે અજાણે તેનો કોઇ દોષ થયો હશે. બીજા સાથે સમજફેરથી મતભેદ પડયો હશે તો સાધારણ દલીલથી અને ભલમનસાઇથી દૂર કરી શકાય છે.

જો મનુષ્ય હંમેશાં ક્ષમાનું કવચ પહેરી રાખે તો ઘણી સારી વાત છે. ઇર્ષ્યા તુચ્છ, દીન, આંધળી અને હીન છે. પ્રેમ મહાન, ધીમાન, દુરદર્શી અને આનંદદાયક છે.

ઉચ્ચ કોટિની સભ્યતા એ છે કે બીજાઓની સાથે ભુંડાશ ન રાખવી. ઉત્તમ સુધારક એ છે કે જેમનાં નેત્રો સૌંદર્ય અને યોગ્યતાને જોઇ શકે. અને જે પોતાના જ આદર્શ જીવનનું ઉદાહરણ આપી અન્યને યોગ્ય માર્ગે લઇ શકે.

સર્વ પ્રકારની ઇર્ષ્યાને છોડો, પ્રાણી ઉપરના પ્રેમની પવિત્ર વેદી પર ઇર્ષ્યાનું બલિદાન આપો. તમે તમારા કોઇ પણ પ્રકારના કષ્ટનો વિચાર ન કરો. પરંતુ એનું ધ્યાન રાખો કે ભવિષ્યમાં કોઇને દુઃખ અને ક્લેશ ન થાય.

તમારા હૃદયનાં કમાડ ઉઘાડી દો અને તેમાંથી મધુર, મહાન અને સુંદર પ્રેમરસને વહેવા દો. દરેક પ્રાણીને માટે શાંતિ અને રક્ષણનો વિચાર રાખો, ભલે તે પછી તમારો શત્રુ હોય, ભલે તે તમારૂં ખરાબ ઇચ્છતો હોય અને ભલે તે તમારા પ્રતિ ઇર્ષ્યા રાખતો હોય, તો પણ તમે તો તેનું ભલુ જ ઇચ્છો.

અપવિત્ર વાસનાઓ આત્મદયા, આત્મપ્રસંસા આત્મગૌરવ એ સર્વ ત્યાગ કરવા યોગ્ય છે, એ સર્વ હૃદયના પુરુષ અને મસ્તિષ્કના આનંદશુન્ય વિકારરૂપ છે, મનુષ્ય એ સર્વ એક એક કરીને જેમ જેમ છોડતો જાય છે તેમતેમ તે નિર્બળતા અને ખેદથી દૂર થતો જાયછે. અને પુર્ણ તથા અમર આનંદને સમજવા અને ભોગવવા લાગે છે. આ પ્રમાણે અનેક પ્રકારના ગુપ્ત બલિદાન હૃદયની અંદર થાય છે. તેનું બલિદાન હૃદયની પવિત્ર, ગુપ્ત અને અદૃષ્ટ વેદી પર થાય છે. જયાંસુધી મનુષ્ય સ્વીકાર નહિ કરી લે કે આ મારો દોષ છે, મારો અપરાધ છે, ત્યાં સુધી એ દોષને તે દૂર નથી કરી શકતા. તે જયારે તેને છોડશે ત્યારે તેને તે સત્યનું જ્ઞાન થઇ જશે કે જે એ દોષથી ઢંકાયલું હોય છે.

સ્વર્ગીય આનંદરૂપી ધન મળવા છતાં પણ નેત્રોથી જણાતું નથી. પરમાર્થને માટે સ્વાર્થનું મૌન બલિદાન અને અહંકાર યુકત પ્રકૃતિનો ક્રમબદ્ધ દૈનિક ઉત્સર્ગ નજરે જણાતો નથી. તેનું જોઇ શકાય તેવું ફળ મળતું નથી, કે તેની સર્વ પ્રેક્ષકોની આગળ તાલીયોના અવાજથી પ્રશંસા થતી નથી. એ સંસારની દૃષ્ટિથી પણ ગુપ્ત રહે છે. કેમકે શારીરિક નેત્રો અહંકારને લીધે આધ્યાત્મિક સૌંદર્યને જોઇ શકતાં નથી. પરંતું એવો વિચાર ન કરશો કે આ ઉત્સર્ગને કોઇ જોઇ શકતું નથી. તો પછી તેને કરવાનું શું પ્રયોજન છે? તેનાં આનંદમય કિરણો તમને હર્ષ આપશે. અને તેની પરોપકારની શકિત ઘણી વિશાળ અને દૂર પહોંચાડનાર છે. જો કે મનુષ્યો તેને જોઇ શકતા નથી, સમજી શકતા પણ નથી, પરંતુ તેના પર તેનો નૈસર્ગિક અને સ્વાભાવિક પ્રભાવતો જરૂર પડે છે. મનુસ્ય જાણી શકતા નથી કે અહંકારને છોડવાને માટે તમે તમારા હૃદયમાં કેવા કેવા સંગ્રામ કરી રહ્યા છો; અને તમારા આત્માપર કેવી કેવી રીતે અમર વિજય પ્રાપ્ત કરી રહ્યા છો પરંતુ તમારા બદલેલા સ્વભાવને અને સ્નેહાદ્ર નવીન મનને તે જરૂર ઓળખી શકશે. તે બિલ્કુલ જાણતા નથી કે તમારા હૃદયમાં કેટલી મોટી પ્રબળ લડાઇ ચાલી રહી છે. તમને કેટલો આઘાત પહોંચ્યો છે. આઘાતો પર તમે કેટલો મલમ લગાવ્યો છે અને તેથી તમને શું આરામ મળ્યો છે. પરંતુ તેમને તો તે જરૂર ઓળખી શકશે કે પુર્વ કરતા તમે વધુ મધુર, ભલા, શકિતમાન, શાંત, ધીર અને પવિત્ર થઇ ગયા છો, અને એથી તમને ઘણી મદદ, અને આરામ મળવા લાગ્યો છે. એ કરતાં તમને બીજો શો ફાયદો મળવાનો હતો! પ્રેમના સુગંધયુકત કાર્યોને મનુષ્યની કલ્પિત પ્રશંસાની ગંન્ધ પ્રતીત થાય છે. અને અહંકારશુન્ય હૃદયની પવિત્ર જવાલામાં સંસારનં

જુઠી પ્રશંસાઓ બળીને ભસ્મ થઇ જાયછે પ્રેમ પો નું ઇનામ પોતે જ છે. પોતાનો હર્ષ પોતે જ છે. ઇન્દ્રિયોના સંતાવેલા મનુષ્યને વિશ્રામ સ્થાન અને અંતિમ રક્ષણ પ્રેમથી જ મળે છે.

અહંકારનો પરિત્યાગ, પુર્ણ જ્ઞાન અને આનંદ, કોઇ પણ એક વિશાળ કે મહત્વના કાર્યના સંપાદનથી નહિં પણ સાંસારિક સાધારણ જીવનમાં નાના નાના ઉત્સર્ગોના વારંવાર સંપાદનથી પ્રાપ્ત થઇ શકે છે. અહંકાર પર સત્યનો વિજય વારંવાર આત્મોત્સર્ગ દ્વારાજ થાય છે. એ પ્રકારે જે મનુષ્ય દિન પ્રતિદિન અહંકાર પર વિજય મેળવે છે અને જે ક્રુર વિચારો, અપવિત્ર વાસનાઓ અને પાપી પ્રવૃત્તિયોનું દમન કરતો જાય છે તે મનુષ્યની શક્તિ, પવિત્રતા અને બુદ્ધિ દિન પ્રતિદિન વધતી જાય છે. અને તે ધીરે ધીરે સત્ય આનંદની નિકટ પહોંચી જાય છે.

સત્યનો આનંદ અને પ્રકાશ તમે તમારી બહાર શોધો નહિં, તેમ તમારાથી દૂર પણ શોધો નહિં. તેને તમે તમારી અંદર જ શોધો. તમે તમારા કર્ત્તવ્યપાલનના લઘુ અને ગુપ્ત ઉત્સર્ગોથી આ સત્યાનન્દના ગુપ્ત માર્ગોને મેળવશો.





## પ્રકરણ ૬ ઠું.

---

### અન્યના ઉપર સહાનુભુતિ રાખતાં શીખો.

જ્યારે તમે તમારા આત્માને જુઓ ત્યારે કડી અને તીવ્ર દૃષ્ટિથી જુઓ. પરંતુ જ્યારે તમે બીજાને જુઓ ત્યારે અનુકમ્પાથી જુઓ. જેમ કાદવવાળી જમીનમાંથી કીચડના છાંટા ઉડે છે તેમ સાધારણ મનુષ્યોના મોંમાંથી ગાળો અને તુંકારા નીકળે છે. તમે તેવા ન થાઓ

**ઇલા વ્હીલર વિલકાક્સ.**

પંડિત મનુષ્ય ને હું એ નથી પૂછતો કે તમારી પીડા કેવી છે પરંતુ હું જાતે પીડીત બની જાઉં છું અને પીડાનો અનુભવ કરવા લાગું છું.

**વાલ્ટ વ્હીટમેન**

---

અમે જેટલું આત્મદમન પ્રાપ્ત કરી લીધું છે, એટલુંજ અમે બીજાઓ પ્રતિ સહાનુભુતિ રાખી શકીએ છીએ. જ્યાં સુધી આપણે આપણા પર જ દયા કરતા રહીએ અને આપણાજ પ્રતિ સહાનુભુતિ રાખતા રહીએ ત્યાંસુધી આપણે બીજાનો વિચાર કરી શકતા નથી. જો આપણે જાતે આપણીજ પ્રશંસા, આપણીજ રક્ષા અને આપણી જ સંમતિનો વિચાર કરીશું તો પછી બીજાઓની સાથે પ્રેમનો વ્યવહાર કરી શકતા નથી. બીજાઓના વિચાર કરવા અને આપણા વિચાર ભૂલવા એને સહાનુભુતિ કહે છે.

બીજાઓની સાથે સહાનુભુતિ રાખવા માટે પહેલાં આપણે તેની દશા સમજવી જોઇએ અને તેની દશા સમજવાને માટે આપણે એના વિષયમાં પહેલેથી જ ખરાબ વિચાર બાંધી લેવા જોઇએ નહિં. જેવા તે છે તેને એ પ્રકારે જોવા જોઇએ. આપણે બીજાઓની આંતરિક દશાની અંદર પ્રવેશ કરવો જોઇએ અને તેને નેત્રથી જોઇ તથા તેના અનુભવના અનુક્રમને સમજી તેના જેવા થઇ જવું જોઇએ. નિઃસંદેહ એવો વ્યવહાર તો આપણે એવા મનુષ્યની સાથે કરી નથી શકતા કે જેની બુદ્ધિ અને અનુભવ આપણાથી વધારે હોય જેનાથી આપણે પોતાને ઉન્નત અને ઉચ્ચ સમજતા હોઇએ, તેની સાથે પણ એવો વ્યવહાર કરી શકતા નથી. કેમકે સહાનુભુતી અને સ્વાર્થ કે જે એક સ્થાનપર સ્થિર રહી શકતાં નથી. પરંતું આપણે એવા મનુષ્યોની સાથે સહાનુભૂતિ રાખી શકીએ છીએ કે જે પાપો અને કલેશોથી ફસાયલા હોય અને જેમણે પોતાની સરળતાથી પોતને મુક્ત કરી લીધા હોય. જે પુરુષની મહત્તા આપણા કરતાં વધારે છે તેને આપણે સહાનુભૂતિની છાયાથી ઢાંકી શકતા નથી, પરંતુ તેની સાથે આપણે આપણો એ પ્રકારે રાખી શકીએ છીએ કે તેની મહત્તા સહાનુભુતિની મદદ લઇ શકે અને પાપ તેમ દુઃખથી મુક્ત થઇ શકે કે જેમાં આપણે ફસાયલા છીએ.

પક્ષપાત અને દુષ્કામનાઓ સહાનુભૂતિના માર્ગમાં ઘણી વિઘ્ન રૂપ છે. અહંકાર તો સહાનુભુતિ ગ્રહણ કરવામાં વિઘ્ન નાંખે છે. તેમ તેની સાથે સહાનુભુતિ નહીં રાખી શકો કે જેને માટે તમારા મનમાં પૂર્વથી જ તીરસ્કાર હોય અને જેને માટે તમારા મનમા પૂર્વથી ઇર્ષા હોય, તે મનુષ્યની સહાનુભુતિ તમે તમારા પ્રતિ નહિં ખેંચી શકો. જે મનુષ્યની સાથે તમે તીરસ્કાર રાખતા હો, તેના જીવનને તમે સમજી

શકતા નથી. અને જેના પ્રતિ તમે તમારી પાશવિક બુદ્ધિથી ઇર્ષ્યા કરો છો. તેને પણ તમે સમજી શકતા નથી. તમે તેને તે જેવા છે તેવા પણ સમજી શકતા નથી, પરંતુ તમે તેને માટે તમારા હૃદયમાં જે પપૂર્ણ, ખરા ખોટા વિચારો બાંધી રાખ્યા હશે તેવા તમે તેને સમજશો. તમારી અશુદ્ધ અને કારણશુન્ય સંમ્મતિ દ્વારા તમે માત્ર તેના અવગુણોને જોઇ શકશો, તેની ભલાઇને કે સદ્ગુણોને જોઇ શકશો નહિં, જો તમારે બીજાઓના યથાર્થ ગુણને જાણવા હોય તો તેના અને તમારી વચ્ચે રૂચિ અને અરૂચી, પક્ષપાત તથા સ્વાર્થી વાસનાઓને નઆવ-વા દો, તેના કાર્યોનો વિરોધ ન કરો અને તેના મતો અને વિશ્વાસોને દોષિત ઠરાવો નહિં. થોડા સમયને માટે તમે પોતાને પ્રથક રાખી તેની સ્થિતિને ગ્રહણ કરો. કેવળ એ પ્રકારે તમે તેના સાથી થઇ જીવન અને અનુભવને પૂર્ણતાથી સમજશો અને જ્યારે કોઇને સમજી શકશો તો પછી તેને નિન્દિત અને દુષિત નહીં ઠરાવી શકો. મનુષ્ય એક બીજાને દુષિત અને અપરાધી બતાવી એ વાસ્તે દૂર રાખે છે કે તે એક બીજાના સદ્ગુણોને સમજી શકતા નથી. જ્યાં સુધી તે પોતે પોતાના પર વિજય પ્રાપ્ત કરી ન શકે અને શુદ્ધ બની શકે નહિં ત્યાં સુધી તે સમજી પણ શકે નહિ.

વૃદ્ધિ પરિપકવતા, અને વિસ્તારને જીવન કહે છે અને એક પ્રકારથી જોઇશું તો પાપી અને પુણ્યાત્મામાં વધુ અંતર નથી. માત્ર શ્રેણી અને ક્રમનું અંતર છે. પાપી બાળક છે પુણ્યાત્મા થશે અને પુણ્યાત્મા પાપી હશે, ભવિષ્યમાં પુણ્યાત્મા એક વખતે પાપી હતો અને જે શુદ્ધ છે, જે પાપીઓને દુષ્ટ સમજી તેનાથી પોતે જુદો રહેવા ઇચ્છે છે તે લોકો તો જેમ નાનાં બાળકોને અજ્ઞાન સમજી કોઇ દૂર કરે છે તેના જેવા છે. જીવન બધાનાં સરખાં છે પણ જોવામાં તેના કેટલાક ભેદ

છે. પુષ્પ એ વૃક્ષથી તો કોઇ જુદો પદાર્થ નથી. એ એ વૃક્ષના જ એક અંગ રૂપ છે. બાકી પાનનો એક બીજો ભેદ છે. બાફ એ પાણીથી કોઈ જુદી વસ્તુ નથી પણ પાણીનું રૂપાંતર છે, પુણ્યાત્મા પરિપક્વ અને પરિણત પાપી છે. પાપી એ છે કે જેની બુદ્ધિ અપરિપક્વ છે અને જે અજ્ઞાનતાને લીધે અશુદ્ધ કાર્ય પ્રણાલિમાં રૂચી રાખે છે. પુણ્યાત્મા એ છે કે જેની બુદ્ધિ પરિપક્વ છે અને જેની કાર્ય પ્રણાલી શુદ્ધ અને સત્ય છે. એક પાપી બીજા પાપીને દુષિત બતાવે છે કેમકે દુષિત બતાવવા એ કાર્યની અશુદ્ધ પ્રણાલી છે. પુણ્યાત્મા એ પાપીને દુષિત ઠરાવતા નથી. કેમકે તેને સ્મરણ રહે છે કે એક વાર હું જાતે પણ એ દશામાં હતો, પરંતુ તેને પોતાના લઘુ ભ્રાતા અને મિત્ર સમજી તેની સાથે ગંભીર સહાનુભુતિ રાખે છે. કેમકે સહાનુભુતિ રાખવી એ કાર્યની શુદ્ધ અને ઉજ્વલ પ્રણાલી છે.

પરિપક્વ મહાત્માઓ કે જે સર્વ પર સહાનુભુતિ રાખે છે. તેમને બીજાઓની સહાનુભુતિ મેળવવાની આવશ્યકતા નથી. કેમકે તે પાપ અને કલેશને જીતી ચુકયા હોય છે. તે તો આનંદમાં મસ્ત રહે છે, પરંતુ જેઓ કિલષ્ટ છે તેમને સહાનુભુતિની જરૂર હોય છે. અને જે પાપ કરે છે તે કલેશ પામે છે. જ્યારે મનુષ્ય એમ સમજે છે કે પ્રત્યેક પાપ પછી તે માનસિક હોય કે કાયિક હોય તો પણ તેને માટે તેને જરૂર કલેશ ભોગવવો પડશે, તો પછી તે બીજાઓ પર દોષ મુકવાનું છોડી દે છે અને પાપથી ઉત્પન્ન થતા અનેક કલેશને જોઇ તેની સાથે સહાનુભુતિ રાખવાનો આરંભ કરે છે. જ્યારે તે પોતે પોતાને પવિત્ર અને શુદ્ધ બનાવી લે છે ત્યારે તે એવું સમજી શકે છે જ્યારે મનુષ્ય પોતાના મનના વિકારોને શુદ્ધ કરી લે છે, સ્વાર્થી ઇચ્છાઓને બદલી દે છે અને અહંકારને પગ નીચે કચડી દે

છે ત્યારે તે સર્વ પ્રકારના માનુષિક અનુભવોને અર્થાત સમસ્ત પાપ, દુઃખ, શોક, વિચાર અને ઉદ્દેશોને સંપૂર્ણતાથી માપી લે છે. અને ધર્મનિતિને સુપ્રકારે સમજી લે છે. સંપૂર્ણ આત્મદમન અને સંપૂર્ણ જ્ઞાન સંપૂર્ણ સહાનુભૂતી છે. જે મનુષ્ય બીજાએને પોતાના પવિત્ર હૃદયની સ્વચ્છ દૃષ્ટિથી જુએ છે તે તેના પર જરૂર કરુણા કરે છે, તેમને તે પોતાના આત્મા તુલ્ય માને છે. અને તેને માટે સમજે છે કે જેમ મેં પહેલાં પાપ કર્યું હતું તેવું જ એ પણ કરે છે. જેમ મને કલેશ થયો હતો તેમ તેને પણ થાય છે અને જેમ અંતે મને શાન્તિ મળી હતી તેમ તેને પણ શાંતિ પ્રાપ્ત થશે.

યથાર્થ રીતે તો ભલો અને ધીમાન એ છે કે જે પ્રબળ પક્ષપાતી નથી, જે સર્વની સાથે સહાનુભુતિ રાખે છે, જે બીજાઓના દોષ જોતો નથી. જેઓ અજ્ઞાનતાને લીધે પાપ કરવા છતાં પ્રસન્ન થાય છે. અને સમજતા નથી કે અંતે આ પાપનું ફળ દુઃખ અને પીડા મારે ભોગવવી પડશે, તેવા મનુષ્યોના પાપને ઓળખી શકે છે. તે બુદ્ધિમાન છે. મનુષ્ય પોતાની બુદ્ધિ જેટલે દૂર પહોંચાડી શકે છે તેટલે દૂર પોતાની સહાનુભુતિનો વિસ્તાર કરી શકે છે. તેથી આગળ પહોંચાડી શકતા નથી મનુષ્ય જેટલો નમ્ર અને દયાળુ હોય છે. એટલો જ વધુ તે બુદ્ધિમાન થતો જાય છે. સહાનુભુતિ સંકુચિત થતાં હૃદય પણ સંકુચિત બને છે અને જીવન કલેશમય જણાય છે. સહાનુભુતિને વિસ્તૃત કરવી એટલે જીવનને પ્રકાશિત અને હર્ષિત કરવું એ છે અને બીજાઓને માટે પ્રકાશ અને આનંદનો માર્ગ સુગમ બનાવવા જેવું છે.

બીજાઓની સાથે સહાનુભુતિ રાખવી તેના શરીરને આપણા શરીર તુલ્ય સમજવું અને તેમની સાથે સમાન ભાવ રાખવો, કેમકે

સ્વાર્થશુન્ય પ્રેમ જલ્દીથી ઐક્ય ઉત્પન્ન કરે છે. જે મનુષ્ય પોતાની સહાનુભુતિ સમસ્ત પ્રાણ ધારી જીવોની સાથે રાખે છે, તે સર્વમાં તન્મય થઇ શકે છે. સંસારના સર્વવ્યાપક પ્રેમ, નીતિ અને બુદ્ધિ ને સમજી શકે છે.

મનુષ્ય પોતાની સહાનુભુતિથી મનુષ્યોને જેટલા દૂર રાખે છે, તેનાથી સ્વર્ગ, શાંતિ અને સત્ય એટલાંજ દૂર રહે છે. જે સીમાપર તેની સહાનુભુતિ સમાપ્ત થાય છે, ત્યાં અંધકાર, દુઃખ અને ક્લેશનો આરંભ થાય છે. કેમકે બીજાઓને પોતાના પ્રેમથી દૂર રાખવા એ જાણે પોતાનેજ પ્રેમના આનંદથી દૂર રાખી સ્વાર્થ રૂપી અંધારા કારાગારમાં સડવા જેવું છે.

જ્યારે મનુષ્યની સહાનુભુતિ અસીમ હોય છે ત્યારે જ તેને સત્યનો અનન્ત પ્રકાશ નજરે પડે છે. અસીમ પ્રેમમાંજ અસીમ આનંદ મળે છે. સહાનુભુતિ એ આનંદ છે. તેમાં સર્વોત્તમ અને પવિત્ર આનંદ નજરે પડે છે. સહાનુભુતિ સ્વર્ગીય છે, કેમકે તેના પ્રકાશમાં સર્વ પ્રકારના સ્વાર્થી વિચાર નષ્ટ થઇ જાય છે અને સર્વની સાથે એક ભાવ અર્થાત આધ્યાત્મિક સમાનતાનો દૃઢ સંગ રાખવાથી પવિત્ર આનંદ મળે છે. જયારે મનુષ્ય સહાનુભુતિ રાખવી છોડી દે છે, ત્યારે તેનું જીવન, દૃષ્ટિ અને જ્ઞાન વૃથા થઇ જાય છે. મનુષ્ય જ્યાં સુધી બીજાઓ પ્રતિના સ્વાર્થી વિચારો નહિં છોડે ત્યાં સુધી તેની સાથે સાચી સાનુભુતિ રાખી શકતા નથી. જે સાચી સહાનુભુતિ રાખે છે. તેઓ બીજાઓને જે તેવા છે. તેવા જોવાનો પ્રયત્ન કરે છે, તે ! વિશેષ પાપ, વાસનાઓ, દુઃખ વિશ્વાસ, પક્ષપાત ઇત્યાદિની યથાર્થતા જાણવાની ચેષ્ટા કરે છે. તે અંતે જાણી લે છે કે તે લોકો પોતાની આધ્યાત્મિક ઉન્નતિમાં કઇ શ્રેણુ સુધી પહોચ્યા છે. તેમનો

અનુભવ ક્યાં સુધી છે, અને તે પોતાની દશાને હવે બદલી શકે છે કે નહિં તે જાણે છે કે તેમનું જેવું જ્ઞાન છે તે અનુસાર તે વિચાર અને કાર્ય કરે છે. તે એ પણ જાણી લે છે કે તેમની હીન બુદ્ધિ અને જ્ઞાન ઉત્તમ ઉદાહરણોદ્વારા સહાયતા અને ઉન્નતિ મેળવી શકે છે, પરંતું તે તત્ક્ષણ બદલી શકતા નથી. વિવેક અને પ્રેમના પુષ્પોને વધારવા અને વિકસાવવાને માટે સમયની આવશ્યકતા છે. ઇર્ષ્યા તથા મુર્ખતાનો બોજો જલ્દી કાપી શકાતો નથી.

એવા મનુષ્યો પરિચિત મનુષ્યોની અંદર જગ નું દ્વાર શોધી લે છે. તેને ઉઘાડે છે અને તેની અંદર ચાલ્યા જાય છે અને તેના જીવનના પવિત્ર મંદિરમાં નિવાસ કરીને તે સર્વની સાથે એકમેક થઈ જાયછે. પછી તેને ધિક્કારવાને માટે ક્રોધ કરવા માટે અને ઇર્ષ્યા કરવાનું કોઈ પણ સ્થાન જણાતું નથી અને તેના હૃદયમાં વધુ અનુકમ્પા, ધૈર્ય અને પ્રેમ ભરી રહે છે. તે પોતે પોતાને સર્વમય જુએ છે. અને સમજે છે કે સર્વ મનુષ્યો મારા આત્મારૂપ છે. અને તેમની પ્રકૃતિયો પણ મારા જેવી છે. માત્ર જો તેમને બીજાઓના હૃદયોમાં પાપ પ્રવૃતિયો કામ કરતી જણાય છે તો તે પોતાના હૃદયને શોધે છે અને જુએ છે કે એવી જ પ્રવૃત્તિ મારા મનમાં પણ છે કે નહિ પરંતુ તેણે પાપની તરફ ઝુકવું છોડી દીધું હોય છે. જો તે બીજાઓમાં પુણ્ય પ્રવૃત્તિ જુએ છે તો તેને પોતાના મનમાં પણ તેવીજ પુણ્ય પ્રવૃત્તિ જણાય છે જે હજુ એટલી શકિત અને પરિપકવતાને પહોંચી હોતી નથી.

એકનું પાપ એ સર્વનું પાપ છે, અને એકનું પુણ્ય એ સર્વનું પુણ્ય છે. એક મનુષ્ય બીજા મનુષ્યોથી જુદો નથી. પ્રકૃતિનું કોઇ અંતર નથી, કેવળ સ્થિતિનું તેમ દશાનું અંતર છે. જો કોઇ મનુષ્ય પોતાના કરતાં બીજો મનુષ્ય વધુ પવિત્ર છે એમ માને તો તેનો

એવો વિચાર અજ્ઞાન રૂપ નથી. મનુષ્યત્વ સર્વ એક છે. સહાનુભુતિના પવિત્ર મંદિરમાં પુણ્યાત્મા અને પાપી મળે છે અને એક થાય છે.

સહાનુભુતિની સર્વથી વધુ જરૂર કોને છે ? પુણ્યવાન, પ્રતાપી જ્ઞાની અને મહાત્માને તેની જરૂર નથી. જ્ઞાન વગરના અને અપરિપકવ પાપી મનુષ્યોને જ તેની જરૂર છે. જે મનુષ્ય જેટલો વધુ પાપી છે તેટલો તે વધુ દુઃખી છે. એ માટે તેને સહાનુભુતિની પણ એટલી જ વધુ જરૂર છે એક મહાત્માએ કહ્યું છે કે, હું પુણ્યાત્માને નહિ પણ પાપીઓને પશ્ચાતાપ કરાવવા માટે આવ્યો છું પુણ્યાત્માઓને બીજાઓની સહાનુભુતિની જરૂર નથી માત્ર પાપીઓને છે. જે દુષિત કર્મોથી બહુ વખત સુધી દુઃખ અને ક્લેશ ઉઠાવવા માટે પાપનો સંચય કરે છે, તેને સહાનુભુતિની જરૂર છે.

એક પ્રકારનાં પાપ કર્મ કરનારા બીજા પ્રકારનાં પાપ કરનારાઓને ખરાબ, અપરાધી અને અધમ જણાવે છે. તે એમ નથી સમજતા કે મારાં અને તેનાં પાપ જો કે ભિન્ન પ્રકારનાં છે પરંતુ અંતે તે પણ પાપ જ છે,તે એ નથી જોઇ શકતા કે સર્વ પાપ એક સરખાં જ છે. માત્ર તેનાં રૂપાંતરમાં અંતર છે. મનુષ્ય જાતે જેટલો પાપી છે તેટલોજ તે બીજાઓને પાપી ઠરાવે છે. જયારે તેને સદ્જ્ઞાન થાય છે, અને તે પોતાના પાપથી મોં ફેરવે છે તથા તેનાથી બચવાનો યત્ન કરવા લાગે છે, ત્યારે બીજાઓને પણ પાપી બતાવતાં અટકે છે અને તેની સાથે સહાનુભુતિ બતાવવા લાગે છે. પરંતુ એક સાધારણ નિયમ એ છે કે ઇન્દ્રિયોને વશીભુત પાપી મનુષ્ય અંદરે અંદર એક બીજાને દોષિત સમજે છે અને તેનો તીરસ્કાર કરે છે. જે મનુષ્યને સર્વ ખરાબ કહે અને તેના દોષો બતાવે છે કે જેની સાથે તિરસ્કાર કરે છે તે જો બીજાઓને ધિક્કારવાને બદલે સમજે કે મારા

અપરાધોને લીધે તે મને ખરાબ કહે છે, તો તેની ઉન્નતિ થાય છે અને તે જાતે બીજાની ભુંડાશ કરવી છોડી દે છે.

આત્મદમન અને જ્ઞાનવૃદ્ધિ દ્વારા જે તમારી સાથે તીરસ્કાર કરે તેની સાથે સ્નેહ રાખતાં શીખો. તેનું ખરાબ કરવાની ઇચ્છા ન કરો. તમે તમારા દોષો અને અપરાધોને સમજશો તો બીજાઓની નિન્દા કરવી છોડી તમે તમને પોતાને ધિક્કારવા લાગશો. સાધારણ રીતે જેને સહાનુભુતિ કહેવામાં આવે છે, તે સહાનુભુતિ નથી, પરંતુ એક પ્રકારનો શારીરિક સ્નેહ છે, જે આપણી ઉપર સ્નેહ રાખે છે તેના ઉપર આપણે સ્નેહ રાખીએ છીએ એ તો મનુષ્યના સ્વભાવનું લક્ષણ જ છે. પરંતુ જે આપણી સાથે સ્નેહ ન રાખતા હોય તેની સાથે આપણે સ્નેહ રાખીએ એજ પવિત્ર સહાનુભુતિ છે.

સહાનુભુતિની જરૂર દુઃખ અને કલેશને લીધે છે, કેમકે એવું કોઇ પ્રાણી નથી કે જેને દુઃખ ન થયું હોય. દુઃખથીજ સહાનુભુતિ ઉત્પન્ન થાય છે. એક વર્ષ યા એકજ જીવનમાં માનુષિક દુઃખ મેળવી અને સ્વચ્છ બની શકાતું નથી. પણ વારંવાર જન્મ લઇ અને દુઃખ પામવાથી જ મનુષ્ય પોતાના અનુભવોની સોનેરી ફસલને કાપે છે અને પ્રેમ અને જ્ઞાનનાં પરિપકવ અને અમુલ્ય ફળોને પ્રાપ્ત કરે છે. એ પ્રકારે જન્મ જન્માંતર પછી તે સમજવા લાગે છે અને સહાનુભુતિ રાખવા માંડે છે. નિયમોનું ઉલ્લંઘન એજ પાપ છે. મનુષ્ય અજ્ઞાનતાથીજ નિયમોનું ઉલ્લંઘન કરે છે. જે પાપ છે એજ કલેશ છે. એક પાપ વારંવાર કરવાથી તેનું ફલ અર્થાત કલેશ વારંવાર ભોગવવા પડે છે અને વારંવાર કષ્ટ ભોગવવાથી એ નિયમનું જ્ઞાન થઇ જાય છે. અને જ્યારે જ્ઞાન થઇ જાય છે ત્યારે સહાનુભૂતિનાં પવિત્ર અને સુન્દર પુષ્પો ખીલી ઉઠે છે.

સહાનુભૂતિને। એક અંશ દયા છે. સંસારમાં દુઃખિત અને કલેશીઓનાં દુઃખ દૂર કરવા માટે અને હર્ષ આપવા માટે દયાની ઘણી જરૂર છે.

દયા અશક્તોને માટે સંસારને કોમળ બનાવે છે અને શક્તિમાનોને માટે સંસારને ઉન્નત બનાવે છે. ક્રુરતા, અકૃપા,દોષારોપણ અને-ક્રોધને દૂર કરવાથી દયા વધે છે. જે મનુષ્ય કોઇ પાપીના પાપનું ફળ પોતે જોઇ પોતાના હૃદયને કઠોર કરે છે અને કહે છે કે " એ તો તેનાં કરતાં પાપોનું ફળ ભોગવી રહ્યા છે. " આવા મનુષ્યો બીજા ઉપર દયા નથી કરી શકતા અને દયારૂપી મલમથી દુઃખરૂપી ઘા ઉપર પટી લગાવી શકતા નથી. મનુષ્ય જયારે જયારે પ્રાણિયો પર કઠોરતા કરે છે અને તેના ઉપર જરૂરના હોય તેટલી પણ સહાનુભુતિ પ્રકટ કરતા નથી, ત્યારે ત્યારે તે પોતાને સંકીર્ણ બનાવે છે અને પોતાના આનંદને ન્યૂન કરે છે અને કલેશ ભોગવવાના બીજને વાવે છે.

સહાનુભૂતિનો બીજો અંશ એ છે કે પોતાના કરતા બીજાઓની વધુ સફળતા જોઇ પોતાને હર્ષ થાય અને એમ સમજે કે તેના સફળતા એ મારી જ સફળતા છે. જે મનુષ્યો ઇર્ષ્યા, દ્વેષ અને ક્રોધથી મુક્ત છે તેવા મનુષ્યોને ધન્ય છે. અને જેઓ પોતાના શત્રુના શુભ સમાચાર જાણી હર્ષિત થાય છે તેવા મનુષ્યોને ધન્યવાદ ઘટે છે.

પોતાનાથી હલકા અને હીન પ્રાણિયોનું રક્ષણ કરવું એ પણ સહાનુભુતિના એક અંશરૂપ છે. શકિતની શોભા તો અન્યનું રક્ષણ કરવામાં છે, તેનો નાશ કરવામાં નથી. જીવન નાના નાના જીવોની રક્ષાથી સફળ થાય છે, તેના નાશથી નહિં.

જીવન સર્વ એકરૂપ છે. નાનામાં નાના પ્રાણી એ મોટામાં મોટા પ્રાણીથી કેવળ શકિત અને બુદ્ધિની ન્યુનાધિકતામાં ભિન્ન છે. નહિંતો

સર્વ પ્રાણિ એક છે. જ્યારે આપણે અન્યના પર દયા રાખી તેનું રક્ષણ કરીએ છીએ ત્યારે આપણાં ઐશ્વર્ય અને હર્ષ વધે છે અને પ્રકટ થાય છે. એથી વિપરીત જ્યારે આપણે અવિવેક અને કઠોરતાથી પ્રાણિયોને દુઃખ અને કલેશ પહોંચાડીએ છીએ ત્યારે આપણું ઐશ્વર્ય આચ્છાદિત થાય છે અને હર્ષ બુઝાઇ જાય છે. એક પ્રાણીનો બીજા પ્રાણી ભક્ષે આહાર કરે અને એક ઉદ્વેગ ગમે તો બીજા ઉદ્વેગને નષ્ટ કરે, પરંતું મનુષ્યની સાત્વિક પ્રકૃતિ તો માત્ર દયા, પ્રેમ અને સહાનુભુતિ અને સ્વાર્થ શુન્ય પવિત્ર કર્મોથીજ વધે છે, સુરક્ષિત અને પરિપક્વ થાય છે

બીજાઓ પ્રતિ સહાનુભુતિ રાખવાથી આપણે પોતાને માટે બીજાઓના સહાનુભુતિ વધારીએ છીએ. કોઇ મનુષ્યની સાથે રાખેલી સહાનુભુતિ નષ્ટ થતી નથી. હલકામાં હલકો પ્રાણી પણ સહાનુભુતિના સ્વર્ગીય સ્પર્શથી ભલુ માનશે. કેમકે સહાનુભુતિ એ એક એવી વિશ્વવ્યાપક ભાષા છે કે જેને સર્વ પ્રાણીઓ સમજી શકે છે. અમેરિકામાં ડારટમુર નગરમાં એક અત્યંત અત્યાચારી અને અપરાધી મનુષ્ય હતો જેને કેટલાય અપરાધોને માટે ચાલીસ વર્ષથી પણ વધુ સજા ભોગવવી પડી હતી. તેને લોકો ઘણો ભયાનક, કઠોર અને અન્યાયકારી સમજતા હતા. અને કેદખાનાના પેરેદાર વગેરે કોઇપણ તેને સુધરવાની આશા રાખતા નહોતા.

તેને જે કોટડીમાં રાખવામાં આવ્યો હતો ત્યા એક ગરીબ ભુખ્યો અને અસ્વસ્થ ઉંદર નીકળ્યો. તેની અસહાય અને દુર્બળ દશાને જોઇ તે પાપીના હૃદયમાં પણ દયારૂપી વિજળીનો સચાર થઇ ગયો અને તે પોતાની અને પેલા ઉંદરની એકજ પ્રકારની દશા સમજી તેના પર સહાનુભુતિ પ્રકટ કરવા લાગ્યો. તેણે પેલા ઉંદરને પોતાના એક બુટમાં

રાખ્યો અને પોતાને ખાવાના અને પીવાના પદાર્થોમાંથી તેને ખાવા પીવાનું આપવા લાગ્યો. જે અત્યંત કઠોર અને દૂષિત હૃદયમાં કોઇપણ મનુસ્યને માટે દયા નહોતી, તેના હૃદયમાં એક ઉંદરને માટે સહાનુભુતિનો સ્વર્ગીય દીવો બળવા લાગ્યો પોતાના કરતાં શક્તિહીન તરફ દયા અને પ્રેમ વધવા લાગ્યો અને પોતાના કરત વધુ શક્તિમાનોપર તેનો તીરસ્કાર ઓછો થવા લાગ્યો. તે પહેરેદારોની સંપર્ણ આજ્ઞા માનવા લાગ્યો, તે લોકો એ વાતને અદ્ભુત સમજવા લાગ્યા, કે આવો કઠોર મનુષ્ય આવો નમ્ર શી રીતે બની ગયો. તેની આકૃતિ પણ બદલાઇ ગઇ, નેત્રો અને હોઠોની ભયંકરતા ધીમે ધીમે કોમળતા અને પ્રેમમાં ફેરવાઇ ગઇ. હવે તે દુષિત અને પાપી કેદી ન રહયો તેનું પ્રાયશ્ચિત થઇ ગયું. અને તેનુ મન પુણ્યમાં જોડાયું. અંતે તેની આ હકીકત અમલદારોના કાને ગઇ,તેમણે તેને કેદમાંથી મુક્ત કરી દીધો. અને સ્વતંત્ર કરી દીધો, જ્યારે તે જવા લાગ્યો તો પેલા ઉંદરને પણ સાથે લઇ ગયો.

આ પ્રકારે બીજાઓ ઉપર સહાનુભુતિ પ્રકટ કરવાથી તેનો ભંડાર એની મેળે આપણા હૃદયમાં વધે છે અને આપણું જીવન સફળ થાય છે. સહાનુભુતિના દાનથી આનંદનું ઇનામ મળે છે, અને સહાનુભુતિનું દાન ન આપવાથી આપણો આનંદ નષ્ટ થાય છે, મનુષ્ય જેટલા વધુ સહાનુભુતિ રાખે છે તેટલોજ તે આદર્શ જીવન અર્થાત સ્થાન દની સમીપ પહોંચે છે. જ્યારે તેનું હૃદય એટલું કોમળ થઇ જાય છે કે તેમાં કાંઇપણ કઠોર કટુ યા નિર્દય વિચાર ઉત્પન્ન થતો નથી અને તેના માધુર્યને ન્યુન કરતું નથી ત્યારે તે મનુષ્ય ખરેખર સત્ય આનંદમાં મગ્ન થઇ જાય છે.

---



## પ્રકરણ ૭ મું

### ક્ષમા રાખવાથી મળતી શાંતિ અને આનંદ

જુના ઘાને સ્મરણમાં રાખવો એ માનસિક અંધકાર છે અને આઘાત કર્ત્તાઓની પાસેથી બદલો લેવાનો વિચાર કરવો એ માનસિક આત્મઘાત છે. ક્ષમાનું અવલંબન વિચારવું અને લેવું એ માનસિક પ્રકાશનો આરંભ છે. તેમ શાંતિ અને સુખનો પણ આરંભ છે. જે બીજાઓએ કરેલા અપકારો, આઘાતો અને કટાક્ષોનું ચિન્તન કરે છે, તેના ચિત્તમાં શાંતિ રહેતી નથી જે એમ સમજે છે કે મારી સાથે અમુકે અનુચિત વ્યવહાર કર્યો છે અને જે પોતાના શત્રુને પરાસ્ત કરવાને માટે તરેહ તરેહના ઉત્તમ પ્રયોગો શોધે છે, તેના ચિત્તને વિશ્રામ મળતો નથી. જેના હૃદયમાં દ્વેષ અને પ્રત્યુપકારના હીલચાલ મચી રહી છે તેના હૃદયમા સુખ કેવી રીતે રહી શકે ? જે વૃક્ષની ડાળી અગ્નિથી બળતી હોય તે ડાળી પર પક્ષી બેસી ગાન કરશે ખરૂં ? જેના હૃદયમાં પ્રત્યુપકારનો અગ્નિ સળગતો હોય તેમાં સુખ કેવી રીતે વાસ કરી શકે ? જ્યાં એવી મુર્ખતા હોય ત્યાં બુદ્ધિનો પ્રવેશ કે વાસ રહી શકતો નથી.

જે મનુષ્યો ક્ષમાના તત્ત્વને સમજતા નથી તેને પ્રત્યપકાર

મધુર જણાય છે. જ્યારે ક્ષમાનું માધુર્ય તેના ચાખી લેવામાં આવે છે ત્યારે પ્રત્યપકારનો સ્વાદ અત્યંત કટુ અને તીક્ષ્ણ જણાય છે, જે તમો ગુણના અંધકારમાં લિપ્ત થઇ રહ્યા છે; તેને પ્રત્યપકાર સુખદાયક જણાય છે.

પરંતુ જ્યારે ક્રોધાદિનો ઉદ્વેગ જતો રહે છે, અને ક્ષમાની કોમળતા પ્રાપ્ત થઇ જાય છે ત્યારે ખબર પડે છે કે પ્રત્યપકાર માત્ર દુઃખ ઉત્પાદન કરે છે પ્રત્યપકાર તો એક એવું વિષ છે કે જે મગજના મર્મસ્થાનોને ખાઇ જઇ સમસ્ત સાત્વિક શરીરને ઝેરી બનાવી દે છે, ક્રોધ એ એક એવો માનસિક જ્વર છે કે જે મગજની ઉપયોગી શકિતયોને બાળી દે છે અને ખોટું માનવું એ એક એવો માનસિક રોગ છે કે જે દયા અને શુભાકાંક્ષાના સ્વાસ્થ્યનું મુળ કાપી દે છે. એથી મનુષ્યોએ બચવું જોઇએ, ક્ષમા ન આપવાની અને ખોટું લગાડવાની પ્રકૃતિ દુઃખ અને ખેદ ઉત્પન્ન કરે છે અને જે આ પ્રકૃતિને સ્વીકારી ઉત્તેજીત કરેછે, દમન કરીને તેને છોડતા નથી તે ઘણા સુખો અને આનંદોથી દૂર રહી જાયછે. તથા પ્રકાશ અને શાંતિથી વંચિત રહે છે. પત્થરનું હૃદય રાખવું એ દુઃખ પામવા બરાબર છે. અને પ્રકાશ તથા વિશ્રામને ખોઇ દેવા જેવું છે.

કોમળ હૃદય હોવું, પ્રસન્ન રહેવું એ પ્રકાશ તથા વિશ્રામની પ્રાપ્તિ કરવા જેવું છે, ઘણા મનુષ્યોને આશ્ચર્ય લાગશે કે કઠોરહૃદયના અને ક્ષમા ન કરનારા મનુષ્યો સર્વથી વધુ કલેશ ભોગવે છે. પણ તે વાત સત્ય છે. કેમકે એવા લોકો આકર્ષણ શકિતના નિયમાનુસાર બીજાનાં હૃદયોમાં પોતાનો બદલો લેવાનો ભાવ ઉત્પન્ન કરી શકતા નથી, પણ પોતે પોતાના હૃદયની કઠોરતાથી અહોરાત્રિ કલેશ ભોગવે છે, જેમ જેમ મનુષ્ય પોતાના હૃદયને બીજા મનુષ્યો માટે કઠોર

બનાવે છે તેમ તેમ તે પોતે પોતાને માટે પાંચ પ્રકારની હાનિ ઉત્પન્ન કરે છે. ૧ સ્નેહની હાનિ, ૨ સમાજના સંગ અને મેળની હાનિ, ૩ દુઃખીત અને ઉદ્વિગ્ન મને રહેવાની હાનિ ૪ ક્રોધ અને ઘમંડનું ઉત્પન્ન થવું ૫ બીજાઓના આપેલા દંડ ભોગવવા. એજ પ્રકારે મનુષ્ય જેમ જેમ ક્ષમા કરે છે, તેમ તેમ તેને પાંચ પ્રકારનો આનંદ પ્રાપ્ત થાય છે, ૧ સ્નેહનો આનંદ, ૨ સમાજનો વૃદ્ધિંગત સંગ અને મેળનો આનંદ, સ્વચ્છ અને શાંત મનનો આનંદ, ક્રોધ અને ઘમંડનું દમન બીજાઓની તરફથી દયા અને હિતૈષિતાનો આનંદ.

અસંખ્ય મનુષ્યો આજે ક્ષમાશીલ ન હોવાને લીધે ક્રોધાગ્નિમાં બળી રહ્યા છે. જ્યારે તેઓ એ પ્રકૃતિને ઘટાડશે અને રોકશે ત્યારે જ તેમને ખબર પડશે કે આપણે કેવા નિર્દય અને કઠોર સ્વામીના દાસ બન્યા હતા. જેઓ અક્ષમા જેવા દુષ્ટ સ્વામીના દાસત્વને છોડી ક્ષમા જેવા યોગ્ય સ્વામીની આધીનતાને ગ્રહણ કરશે ત્યારે ખબર હશે કે પ્રથમ સેવા કેટલી દુઃખદાયક હતી અને બીજી સેવા કેટલી સુખ દાયક છે.

જ્યારે આપણે સંસારના મનુષ્યોનાં પરસ્પર વૈમનસ્યનોવિચાર કરીએ છીએ અને જોઇએ છીએ તો કેટલીય વ્યક્તિયો, સમાજમાં પાડાપાડોશીઓ, કેટલીય નાતો, કેટલો પ્રત્યપકારપર પ્રત્યપકાર કરી રહેલી જણાય છે, એથી કેટલાનાં હૃદય વિદીર્ણ થતાં હશે કેટલા મનુષ્યો આંસુઓ પાડયાં કરે છે, કેટલા વિયોગ પાડે છે અને કેટલી ભુલો થાય છે. એટલુંજ નહિં પણ વધુ વિખવાદ વધતાં કેટલાનાંય રૂધિર વહે છે

જો આપણે એ સર્વ વાતોનો ધ્યાનથી વિચાર કરીશું તો આપણે દુષ્ટ થવા માટેના ખરાબ વિચારનો ત્યાગ કરીશું, અને કોઇપણ મનુષ્યના દોષને બદલે તેના ઉપર ક્ષમા કરતાં વાર નહિ લગાડીએ.

જ્યારે મનુષ્ય પોતાના પ્રતિ અન્ય મનુષ્યે કરેલા અપકારનો બદલો લેવાનું છોડી દઇ તેના પ્રતિ ક્ષમા દર્શાવશે ત્યારે તે અંધકારમાંથી પ્રકાશમાં આવશે. અક્ષમામાં એટલો બધો અંધકાર અને અજ્ઞાન છે કે કોઇપણ મનુષ્ય જો બુદ્ધિમાન અને જ્ઞાની હશે તો તેનું ગ્રહણ નહિંજ કરે. પરંતુ મુશ્કેલી એ છે કે કોઇપણ મનુષ્ય જ્યાં સુધી સામો બદલો વાળવાની દુષ્ટ પ્રકૃતિને છોડતો નથી અને સદાચરણને ગ્રહણ કરતો નથી ત્યાં સુધી તે એ અંધકારને સમજીજ શકતો નથી. મનુષ્ય પોતાની આંધળી અને પાપી પ્રવૃત્તિઓથી આંધળો થઇ જાય છે અને ઠગાય છે. સર્વ પ્રકારની અક્ષમાનો પરિત્યાગ એ અહંકાર, ક્રોધ, ઉન્મત્તતા, અહંતા અને આત્મ બડાઇઓનો પરિત્યાગ છે, જ્યારે આ કારણોને કે જેનાથી તેને બદલો લેવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે તેનો ત્યાગ કરે છે ત્યારે ઉચ્ચતર જીવન અધિક પ્રમાણમાં વિવેક, અને પવિત્ર પ્રકાશ કે જે પહેલાં અંધકાર અને તમથી ઢંકાયલાં હતાં તે સારી રીતે પ્રકટ થઇ જાય છે.

નાના નાના ઉપાલંભ, કટાક્ષ અને ધિક્કાર જોવામાં તો તિવ્ર દ્વેષ અને કઠોર પ્રત્યપકારથી ઓછાં છે. પરંતુ એ પણ મનુષ્યના પાત્રને અને આત્માને સંકુચિત બનાવે છે. એ સર્વ અહંકાર અને આત્મશ્લાઘાથી ઉત્પન્ન થાય છે જે અહંતા અને આત્મબડાઇથી આંધળો થઇ રહ્યો છે, તે બીજાનું કહેવું સાંભળવું એ ઘણું ખરાબ માને છે. એ સમજવું જોઇએ કે મનુષ્યમાં જેટલો વધુ અહંકાર હોય છે તેટલુંજ તેને વધુ ખોટું લાગે છે, અને તેટલોજ તે વધુ દુષ્ટ રહે છે. એથી વારંવાર નાની નાની વાતો માટે ખોટું લગાડવાથી તેની પ્રકૃતિમાં ઇર્ષ્યા બહુજ વધી જાય છે. અને તેથી અંધકાર, કલેશ અને ભ્રમ પેદા થાય છે. ખોટું લગાડવાની ટેવ ન રાખો. અને તમારા દિલને

દુઃખાવો નહિં અથવા ઘમંડ અને અહંકારનો ત્યાગ કરો. બીજાઓના હૃદયને કષ્ટ ન આપો અને તેને દુષ્ટ ન થવા દો, અર્થાત બીજાઓ ઉપર ક્ષમા અને દયા રાખો. અહંકાર અને ઘમંડને પૂર્ણ પણે છોડી દેવું એ ઘણું અઘરૂં કામ છે પણ એ એક સેવા કાર્ય છે. ખોટું ન લગાડવાનો ધીરે ધીરે અભ્યાસ પાડવો. પોતાના વિચારો અને અહંકાર જેમ જેમ ઘટતા જાય છે તેમ તેમ સહનશીલતા અને શાંતિ વધતી જાય છે.

જાતે ખોટું ન લગાડવું અને બીજાઓનું હૃદય ન દુભાવવું એ બંને વાતો સાથે સાથે બને છે, જ્યારે એક માણસ બીજાઓના કાર્યોથી ખોટું નથી લગાડતો તો પછી તે તેના ઉપર દયા જરૂર લાવે છે એવા મનુષ્યો જે કાંઇ કહે છે તે પ્રમાણેજ કરે છે. તેનાથી બીજાઓના હૃદયોમાં દય અને પ્રેમ ઉત્પન્ન થાય છે, ક્ષોભ કે વિષાદ થતો નથી. બીજાઓ જે કાંઇ તેને માટે કરે છે તેનો કાંઇ પણ ભય લાગતો નથી. કેમકે જે કોઇને દુઃખ નથી દેતા તેને પછી ભય શો હોય? પરંતુ જે મનુષ્યમાં સહનશીલતા નથી અને જે સત્ય અને અસત્ય, સર્વ પ્રકારના ઉપાલંભ અને દોષારોપ ઇત્યાદિનો બદલો લે છે તે બીજાઓના સંબંધમાં કોઇ પણ પ્રકારનો વિચાર કરતો નથી, કેમકે તે પોતાને જ ખરો સમજે છે અને એ પ્રકારે ધીરે ધીરે પોતાના શત્રુઓની સંખ્યા વધારતો જાય છે. તેને ભય પણ લાગે છે કેમકે જ્યારે તે બીજાઓનું અશુભ કરે છે તો તેને એ પણ ચિંતા રહેવાની કે બીજાઓ તેનું પણ અશુભ કરવાના, જે બીજાઓને આઘાત પહોંચાડવાનો પ્રયત્ન કરે છે તેને બીજાઓનો ભય જરૂર રહેવાનો

દ્વેષ દ્વેષથી ઓછો થતો નથી પણ સામો દ્વેષ ન કરવાથી ઘટે છે. એ નીતિનો પોતના શિષ્યને સમજાવવા માટે એક ગુરૂએ રાજ

કુમ ર દીર્ઘાયુની એક સુદર વાત કહી હતી "કાશીના શકિતમાન અને પ્રતાપી રાજા બ્રહ્મદ-તે કાશ્લ દેશના દીર્ઘાતિ રાજા ઉપર તેનું રાજય છીનવી લેવા માટે આક્રમણ કર્યું દીર્ઘાતિનું રાજય મોટું નહે તું તેણે વિચાર કર્યો કે બ્રહ્મદત્તની સામા થવું અને લડવું એ આપણે માટે અસંભવિત છે એથી તે પોતાના રાજયને શત્રુના હાથમાં છોડી નાસી ગયો. કેટલોક વખત સુધી તો તે વેપ બદલી ઠેકાણે ઠેકાણે ફરતો ફર્યો,અંતે પોતાના સ્ત્રીની સાથે એક કારીગરીની ઝુંપડીમાં રહેવા લાગ્યો. ત્યાં તેને એક પુત્ર થયો જેનું નામ દીર્ઘાયુ રાખવામાં આવ્યું.

આ તરફ રાજા બ્રહ્મદ તના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે દીર્ઘાતિનું રાજય મેં છીનવી લીધું છે, એથી વખત આવતાં ખેતરીને તે મારા પ્રાણ લઇ લે એમાં આશ્ચર્ય નથી, માટે તેને મારી નાંખવો જોઇએ. એવો વિચાર કરી તેણે દીર્ઘાતિનું ઠેકાણું શોધી કાઢવાનો પ્રારંભ કર્યો. તે પછી ઘણો સમય નીકળી ગયો, રાજા દીર્ઘાતિએ પોતાના પુત્ર દીર્ઘાયુષ ભણાવ્યો ગણાવ્યો જેથી તે પંડિત ચતુર અને બુદ્ધિમાન થઇ ગયો.

દુર્ભાગ્યથી દીર્ઘાતિના રહેવાના ઠેકાણાની રાજા બ્રહ્મદ-તને ખબર પડી ગઇ. અહીં દીર્ઘાતિએ પણ ધાર્યું કે જો બ્રહ્મદ-તને મારો પત્તો લાગી જશે તો તે અમને ત્રણેને મારી નાંખશે. માટે રાજકુમારને કાંઇ બીજી જગ્યાએ મોકલી સંતાડી દીધો. થોડાજ વખતની અંદર દીર્ઘાતિ બ્રહ્મદ-તના હાથમાં સપડાઇ ગયો. રાજાએ તેને અને તેના રાણીને પકડી જેલમાં પુરી દીધાં. પણ તેને ચિંતા થઇ કે હજુ દીર્ઘાયુ જીવતો છે અને તે જરૂર કોઇ દિવસ મારો વધુ કરશે એથી તેને રાતદિવસ બહુ ભય અને કલેશથી રહેવા લાગ્યો.

દીર્ઘાયુએ પોતાનાં માબાપ પકડાયની ખબર સાંભળી પછી તેણે વેશ બદલી બ્રહ્મદત્તને ત્યાં નોકરી કરવા રહ્યો.

દીર્ઘાયુ પોતાના સદવ્યવહાર અને યોગ્યતાથી સર્વને પ્રિય થઇ પડયો અને ધીરે ધીરે તેના ગુણોની પ્રશંસા રાજા બ્રહ્મદત્તના કાન સુધી પહોંચી ગઇ. રાજાએ તેને પોતાની પાસે બોલાવ્યો અને તેની યોગ્યતાથી તે એટલો બધો મુગ્ધ થઇ ગયો કે તેણે પોતાનીજ પાસે રાખી લીધો. નવું પદ મેળવી દીર્ઘાયુએ પોતાના સ્વામીની એવા પ્રેમ અને ભક્તિથી સેવા કરી કે તે રાજાનો પુર્ણ વિશ્વાસ પાત્ર બની ગયો.

એક દિવસ રાજા શિકાર રમવા નીકળ્યો તે ઘણે દૂર ચાલ્યો ગયો આગળ જતાં તે પોતાના નોકરોથી ઘણે દૂર નીકળી પડયો, સાથે માત્ર દીર્ઘાયુજ રહ્યો, થાક, ભૂખ અને ઉનાળાના ખરા તાપથી રાજા આકુળવિકળ થઇ ગયો તે એક વડની નીચે દીર્ઘાયુના ખોળામાં પોતાનું માથું મૂકી સુઇ ગયો. અહીં દીર્ઘાયુએ વિચાર કર્યો કે આ રાજાએ મને બહુજ હાનિ પહોંચાડી છે, એણે મારા માત પિતાનુંરાજય છીનવી લઇ તેમને દુઃખી કરી કારાગરમાં નાંખ્યાંછે. અત્યારે આ રાજા બરોબર મારા કબજામાં છે, એવો વિચાર કરી તેણે તલવારને મ્યાનમાંથી બહાર કાઢી. પરંતુ એ સમયે પોતાના પિતાએ આપેલી શિખામણનું તેને સ્મરણ થઇ આવ્યું અને ધાર્યું કે બદલો કદી પણ ન લેવો-હંમેશાં ક્ષમા રાખવી જોઇએ. બસ તરત તેનો રોષ ઉતરી ગયો, અને તેણે તલવારને મ્યાન કરી દીધી.

આ વખતે રાજા નિદ્રામાંથી ચમકીને જગી ગયો. દીર્ઘાયુએ પૂછ્યું કેઃ "આપ કેમ આટલા બધા ભયભીત જણાઓ છો?" રાજાએ કહ્યું કેઃ "મને બરોબર ઉંઘ આવતી નથી, કેમકે મને ઘણીવાર સ્વપ્નાં આવે છે કેઃ હું દીર્ઘાયુના હાથમાં સપડાયો છું અને

તે મને મારવાનો છે. અહીં પણ સુતા પછી એવું સ્વપ્ન આવ્યું,જેથી હું ભયભીત થઇ રહ્યો છું."

આ સાંભળી રાજકુમારે તલવાર કહાડી અને કહ્યું. "આપ જેનો ભય રાખો છો એ રાજકુમાર દીર્ઘાયુ હું છું. આપ આ સમયે મારા અધિકારમાં છો, આપની પાસે બદલો લેવાનો મારો સમય આવી પહોંચ્યો છે.'

રાજા તરત દીર્ઘાયુના ઘુંટણમાં પડી જીવનદાન માગવા લાગ્યો.

દીર્ઘાયુએ કહ્યું "રાજન આપ મારા પ્રાણ બચાઓ. કેમકે આપ ઘણા સમયથી મને શોધવા ફરો છો અને હાથમાં આવું તો મારો પ્રાણ લેવાનો વિચાર રાખો છો. આજે હું આપને મળી ગયો છું, હવે હું આપની પાસે મારા જીવનની ભિક્ષા માગું છું. મને જીવનદાન આપો."

એટલે બ્રહ્મદતે દીર્ઘાયુને અને દીર્ઘાયુએ બ્રહ્મદતને પરસ્પર જીવન દાન આપી એકબીજાને ન મારવાની અને પરસ્પર પ્રેમ રાખવાની પ્રતિજ્ઞાઓ લીધી. બંને એક બીજાને ભેટી પડયા અને કોઇપણ પ્રકારે એક બીજાને હાનિ ન કરવાના સોગન લીધા. આ પછી દીર્ઘાયુની યોગ્યતા અને સહનશીલતાથી બ્રહ્મદત એટલો બધો પરાસ્ત થઇ ગયો કે તેણે પોતાની કન્યા દીર્ઘાયુને પરણાવા અને તેના પિતાનું રાજ્ય પણ પાછું સોંપ્યું.

આ પ્રકારે દ્વેષ એ અદ્વેષથી અર્થાત ક્ષમા અને શાંતિથી પરાસ્ત થાય છે. પ્રત્યપકાર કરતાં શાંતિ વધુ સુંદર મધુર અને ભારે છે. ત્યાગથી પ્રેમનો પ્રાદુર્ભાવ થાય છે. જે તેનો અભ્યાસ કરે છે તેને વારંવાર આનંદનો અનુભવ થાય છે. જ્યાં અહંતા, અભિમાન, દ્વેષ અને પ્રત્યપકાર દૂર થઇ જાય છે.

ત્યાં અગાધ શુભકાંક્ષા તથા શાંતિનો વાસ થાય છે. એ શાંત અને મૌન આનંદમાં ક્ષમા પણ રહેતી નથી અને તેની જરૂર પણ હોતી નથી. કેમકે જે મનુષ્ય એ આનંદદાયક સ્થિતિને પ્રાપ્ત થઇ જાય છે તે બીજાઓના અપરાધથી દુષ્ટ થતા નથી. પરંતુ તેની અજ્ઞાનતા અને ભ્રમને સમજી તેનાપર દયા કરવા લાગે છે. ક્ષમા કરવી એ ત્યાં સુધી જરૂરની છે કે જ્યાં સુધી સ્વભાવમાં દુષ્ટતા અને બદલો લેવાની અર્થાત પ્રત્યપકાર કરવાની વાસના ભરેલી હોય છે. બધા પ્રાણિયો ઉપર સમાન પ્રેમ રાખવો એજ આદર્શ નિયમ, આદર્શ જીવન અને આદર્શ સ્થિતિ છે. સ્વર્ગીય પ્રેમના નિર્દોષ મંદિરની અંદર જવાના કેટલાક દ્વારોમાંથી શાંતિ અને ક્ષમા એ પણ મુખ્ય દ્વાર છે, એ એક મુખ્ય રસ્તો છે.

---

## પ્રકરણ ૮ મું.

### કોઇના પણ દોષ ન જોવા એવી ટેવ પાડવી.

ક્ષમા અને શાંતિ રાખવાનો અભ્યાસ પડી ગયા પછી મગજમાં ખરા ખોટા અને સારા નરતાનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને મનુષ્ય સમજવા લાગે છે કે હૃદયમાં વિચાર અને ઉદ્દેશ્ય કયા પ્રકારે ઉત્પન્ન થાય છે. કયા પ્રકારે વધે છે અને ફરી કયા પ્રકારે કાર્યોમાં પરિણત થાય છે. એમ હોવાથી મસ્તકમાં એક પ્રકારનો નવો વિકાસ ઉત્પન્ન થાય છે, અને જીવન વધુ શ્રેષ્ટ, ઉન્નત અને પવિત્ર થવા માંડે છે, આ સ્થિતિ પ્રાપ્ત થતાં મનુષ્ય સમજે છે કેઃ બીજાઓનાં કાર્યોથી યા તેમનું કહ્યું સાભળવાથી ગુસ્સે થવાની કે ખોટું લગાડવાની જરૂર નથી, કેમકે પહેલાં તે ગુસ્સે થઇ જતા તે અજ્ઞાનતાને લીધે, પરંતુ હવે તો એમના

મનમાં કાંઇક એવા વિચાર આવવા લાગ્યા કે: શા માટે વારંવાર બદલો લેવામાં આવે અને વળી વારંવાર ક્ષમા આપવામાં આવે? બીજાઓ પર ક્રોધ કરવો જ શા માટે પડે કે જેથી ફરી પશ્ચાતાપ અને ક્ષમા માગવી પડે? ક્રોધને શમાવી દેવો અને ખોટું લગાડવાના સ્વભાવને છોડી દેવો તેનેજ ક્ષમા કહે છે. જો કે ક્રોધ અને રોષ સારા અને અનિવાર્ય હોય તો તેને માટે પશ્ચાતાપ કેમ કરવામાં આવે છે. અને ક્ષમા આપવી એ સુંદર મધુર અને શાંત જણાય છે તો પછી બીલકુલજ ક્રોધ ન કરવો અને જરાપણ ખોટું ન લગાડવું એ એથી પણ સુંદર, પ્રિય અને મધુર જણાશે. જો ક્રોધ અને રોષ લેશ પણ તમારામાં નહિં રહે તો પછી ક્ષમાની આવશ્યકતાની શી જરૂરછે? જય રે કોઇના વચન કે કાર્યથી ખરાબ લાગે તો પછી ક્ષમાની જરૂર પડે છે, પરંતુ જયાં ક્રોધ અને રોષ જ આપણા સ્વભાવમાં ન રહે તો પછી ક્ષમાની જરૂરજ કયાં પડે? જો કોઇ મનુષ્યે આપણું અહિત કર્યું હોય અને આપણે તેનો બદલો લેવા માટે તેનું અહિત કરીએ તો શું એ આપણો અપરાધ નથી? શું અપરાધનો બદલો તેનો અપરાધ કરવાથી વાળી શકાશે? શું એક દોષ કરવાથી બીજો દોષ દૂર થઇ શકે છે? એ પણ જોવું જોઇએ કે કોઇએ આપણો અપરાધ કરીને આપણને હાનિ પહોંચાડી છે કે તેને પોતાને? આપણો દોષ અને હાનિ કરી રહ્યો છે કે તેનો દોષ? આપણે ગુસ્સો શા માટે કરવો? આપણે રોષ શા માટે કરવો? પ્રત્યપકાર અર્થાત બદલો લેવાનો વિચાર શા માટે કરવો? કડવા વિચાર શા માટે કરવા? જો આપણે તેમ કરતા હોઇએ તો માત્ર આપણા અહંકાર અને સ્વાર્થને માટે કરીએ છીએ. નહિંતો બીજું કાંઇ કારણ તો નથીજ. આપણું અંધ પશુત્વ જાગી આપણા ઉત્તમ સ્વભાવને દબાવી દે છે.

અને આપણે દુષ્ટ થઇ પ્રત્યપકાર કરવા કમર બાંધી લઇએ છીએ, આપણામાં અહંકાર અને અપવિત્ર તથા અશાન્ત ક્રોધ એવા છે કે જેને લઇ આપણને બીજાઓનાં વચન અને કાર્યથી ખોટું લાગી જાય છે, પણ જો આ પ્રસંગે આપણે તેના અપરાધને માટે તેને શિક્ષા કરવા તૈયાર ન થતાં આપણા દોષને દૂર કરીએ તો કેટલું સારૂં ? આપણે બીજાઓના દોષને શોધી કાઢી તેનો બદલો લેવાને માટે તૈ-યાર થતા પહેલાં જો આપણે અહંકાર, આત્મશ્લાઘા અને ક્રોધનો ત્યાગ કરી દઇએ તો કેટલું સારૂં થાય ? પછી તો આપણને કોઇપણ પ્રકારનો ક્લેશ જ થવાનો નહિં.

આ પ્રકારે પોતાના હૃદયમાં પ્રશ્ન કરવાથી અને તેનું સમાધાન કરવાથી મનુષ્યના વિચાર કોમલ અને ચરિત્ર ક્રોધશુન્ય થવા લાગે છે. તેનો ઉદ્વેગ ઘટી જાય છે. અને જેને લીધે તેને રોષ અને ક્રોધ ઉત્પન્ન થાય છે તે અજ્ઞાનતા અને અંધકાર દુર થઇ જાય છે. અંતે તે જ્યારે બીજાઓનું અશુભ કરવા ઇચ્છતો નથી, કોઇના પણ દોષ જોતો નથી, સર્વ મનુષ્યો પ્રતિ શુભાકાંક્ષા, પ્રેમ અને શાંતિ રાખવા માંડે છે, ત્યારે તે આનંદમય સ્થિતિનો લાભ મેળવી શકે છે. તે અજ્ઞાનતા અને મુર્ખતાને જોવાનું છોડી દે છે એમ નહિં, તે કષ્ટ, દુઃખ કે ક્લેશ જોવાનું છોડી દે છે એમ નહિં, ને સારા નરતા કે પવિત્ર અપવિત્ર કાર્યોમાં અંતર જુએ છે અને સમજે છે એમ નહિં, પરંતુ ક્રોધ અને પક્ષપાતને છોડી દેવાથી જ્ઞાનના પૂર્ણ અને સ્વચ્છ પ્રકાશ દ્વારા ઉપરના વિષયોની વાસ્તવિકતાને તે જાણી જાય છે. અને બીજાઓમાં તેને એવી કોઇ ખરાબ શકિત જણાતી નથી. કે જે તેને કોઇપણ પ્રકારની હાનિ પહોંચાડી શકે, કે જેનો તેને સામનો કરવો પડે, કે જેને નષ્ટ કરવાને તેને પ્રયત્ન કરવો પડે, કે જેનાથી

બચવાને માટે તેને પોતાનું રક્ષણ કરવાની જરૂર પડે અશુભ કરવાની વૃત્તિને તે પોતાના હૃદયમાંથી બહાર કહાડી તે એવું સારી રીતે સમજી શકે છે કે: હવે તે દ્વેષ, ભય અને રોષ કરવા યોગ્ય નથી. પરંતું શુભ વિચાર, અનુકમ્પા અને પ્રેમ કરવા યોગ્ય પોતાને માને છે.

મહાકવિ શેકસપિયર પોતાના નાટકમાં કહે છે કે, "અજ્ઞાનતા જેવો બીજો કોઈ અંધકાર નથી." જેટલાં અશુભ છે તે સર્વ અજ્ઞાનતા અને મનનું ગંભીર તિમિર છે. આપણા મનમાંથી પાપને દૂર કરવું એ અંધકારમાંથી પ્રકાશ આવવા જેવું છે. ભલાશ ન કરવી એનું નામ ભુંડાશછે. અને પ્રકાશ ન હોવો તેનું નામ અંધકાર છે, એ પ્રકારે ક્રોધ અને રોષ ન ઉત્પન્ન થવા એનું નામ જ્ઞાન છે. પૃથ્વીપર જ્યારે રાત્રિ થાય છે. અને અંધકાર જણાય છે ત્યારે એવો કોણ મૂર્ખ હોય કે જે એ અંધારૂં દેખીને હસે? એ પ્રકારે જ્ઞાની પુરુષો, મનુષ્યોના એ આધ્યાત્મિક અંધકાર કે જે પાપના ફળરૂપે પ્રકટ થાય છે એને ખરાબ કહેતા નથી જો કે શાંત અનુરોધથી તે એવા મનુષ્યોને એવી શિખામણ આપે છે કે પ્રકાશ કયાં સ્થિત છે.

ખરાબ કાર્યો બે પ્રકારનાં છે. એક ભુંડાશ એવી છે કે જે ખરા ખોટાને જાણ્યા વગરજ કરવામાં આવે છે, તે અજ્ઞાનતાને લીધે ઉત્પન્ન થાય છે. બીજી એ છે કે જેને કરનારો જાણે છે કે આ ખરાબ કામ છે, અને ન કરવું જોઇએ. પરંતુ ખરાબ કામ સમજીને કરવાનું કારણ અજ્ઞાનતા છે. અર્થાત ખરાબ કામ કરનારો ચાહે તેને ખરાબ સમજીને કરે યા વગર જાણે કરે; પરંતુ તે ખરાબ કાર્યના વાસ્તવ મર્મને સમજતા નથી. તે કરવાથી ભવિષ્યમાં શું શું ખરાબ પરિણામ થશે તે એ જાણતા નથી. જો તેને તેનું જ્ઞાન હોત તો તે એવાં ખરાબ કામ કરત જ નહિં. એનું તાત્પર્ય એવું છે કે

અજ્ઞાનને લીધે જ બધા દોષ થાય છે.

એ ઉપર એ પ્રશ્ન થાય છે કે જ્યારે મનુષ્યને એ વાતનો અનુભવ થાય છે ત્યારે તે એવું જાણી બુજીને કેમ કર્યા કરે છે? જ્યારે એ જાણે છે કે એમ કરવું એ દોષવાળું છે તો પછી અજ્ઞાનતા કયાં રહી?

મનુષ્યો દોષોને જાણવા છતાં પણ કરે છે, એનું કારણ એ છે કે તેને તેનું જ્ઞાન તો હોય છે. પરંતુ પૂર્ણ જ્ઞાન હોતું નથી. કેટલુંક તો લોકોના કહેવાથી તેમ સાંભળવાથી અને કાંઈક અંતઃકરણ ડંખવાથી તે જાણે છે કે મારે અમુક દોષ ન કરવા જોઈએ. પરંતુ જે કાંઇ તે કરી રહ્યો છે તેને પૂર્ણતાથી સમજતો નથી કે આ શું કરી રહ્યોછું તે સમજે છે કે: અમુક કાર્ય કરવાથી મને તત્કાલ આનંદ પ્રાપ્ત થાય છે. એથી પોતાના અંતઃકરણમાં દુઃખ થવા છતાં પણ તે આનંદને માટે તે એ કાર્યને કરે છે. તેણે માની લીધેલું હોય છે કે: તે આનંદ ઉત્તમ અને પ્રાપ્ત કરવા યોગ્ય છે. એ માટે તેને ભોગવવો જોઇએ. તે આનંદ અને કષ્ટ એક છે. એ સમજતા નથી અને વગર કષ્ટે સુખ મેળવવા ઇચ્છે છે. જે નિયમાનુસાર માનુષિક કાર્ય ચાલેછે. તેનાથી તે અનભિજ્ઞ છે તે કદીપણ એવો વિચાર નથી કરતા કે જેટલું દુઃખ મને થાય છે તે સર્વ મારાં દુષ્કર્મોને લીધે જ થાય છે. તેના સમજવામાં જે કાંઇ દુઃખ અને કલેશ થાય છે, તે બીજાઓના દુષ્કર્મોને લીધે થાય છે. અથવા તો એ સમજે છે કે દુઃખ અને સુખ સર્વ ઇશ્વર આપે છે, માટે તેને સહન કરવાં, તે માત્ર સુખને શોધે છે, અને એવાં કાર્યો પોતાને સુખ આપનાર છે. એમ માને છે તે કરે છે. પરંતુ તેનાથી શું ખરાબ ફળ મળશે એનાથી અજ્ઞાન રહે છે.

ઘણા વ્યસની મનુષ્યો કહે છે કે: “ અમે જાણીએ છીએ કે

આ વ્યસન ખરાબ છે, અને એનાથી લાભ નથી પણ નુકશાન છે." આ વાત આપણે પૂછીએ છીએ કે જયારે આપ જાણો છો કે એ લાભ કર્તા નથી પણ હાનિકારક છે. તો તેને કરો છો કેમ !" એટલે તે જવાબ આપશે કે: " એ કામ કરવામાં મને આનંદ લાગે છે. માટે કરૂં છું. તેવા મનુસ્યો પોતાનો સ્વભાવ ખરાબ છે એમ જાણતા નથી. તે માત્ર બીજાઓનું સાંભળીને કહે છે કે તે ખરબ છે, અને એની ખરાબ ટેવ પડી ગઇ છે. પરંતુ ખરી રીતે તેને સારૂં માને છે. અને સુખ પ્રેમ–હર્ષ વધારનાર સમજે છે તેથી એ તેને છોડતા નથી. જયારે મનુષ્ય અનુભવથી જાણી જાય છે કે અમુક વસ્તુ ખરાબ છે અને જયારે જયારે તે તેને કરે છે. ત્યારે ત્યારે તેના શરીર અને મન બંનેને હાનિ પહોંચે છે, જયારે વસ્તુના મર્મને તે સારી રીતે પૂર્ણ સમજી લે છે કે તેમાં આટલા દોષ છે અને તેનાં આ ખરાબ ફળ છે તો તે ફરી તેનો ત્યાગ કરશે. એટલું જ નહિં પણ તેની ઇચ્છા સરખી પણ નહિં કરે અને તે કરવામાં તેને જે પહેલાં આનંદ પડતો હતો તે પછીથી દુઃખદાયક જણાશે. શું સર્પના રંગથી મુગ્ધ થઇ કોઇ તેને ગુંજામાં રાખશે ખરૂં ? અને તેનો રંગ જોઇને જ રાજી થઇ કોઇ મનુષ્ય એ સૌન્દર્યની નીચે હલાહલ વિષ વિદ્યમાન છે એ નહિં જુએ ! એજ પ્રકારે જયારે મનુષ્યને એ જ્ઞાન સારી રીતે થઇ જાય છે કે ખરાબ કાર્યોથી ભવિષ્યમાં આપણને કલેશ અને હાનિ પહોંચશે તો તે તેના તાત્કાલિક સૌન્દર્ય અને આનંદને કે જેની તેને તે પહેલાં લાલસા થતી હતી, તેને માટી તુલ્ય સમજશે. ખરાબ કાર્યોનો મર્મ પ્રકટ થતાં તે તેને સ્પષ્ટતાની સાથે જોવા લાગે છે.

ઘણા વેપારમાં એમ માને છે કે: વેપાર ધંધાને અંગે જુઠું

બોલવું અને અન્યને અસત્ય કહી છેતરવું એ ખાસ જરૂરનું છે. એ વગર વ્યાપારનો જરૂર નાશ જ થાય છે. તે સમજે છે કે જુઠું બોલવું એ ખરાબ કામ છે, પરંતુ જ્યાં સુધી વેપાર કરવો છે ત્યાં સુધી જુઠું બોલવું જ પડે છે. આવા મનુષ્યને આપણે પૂછીએ કે: આપે કદી સત્યતા અને પ્રમાણિકપણે કામ કર્યું છે ખરૂં કે જે વ્યાપારનો દુષ્ટ માર્ગ છે? તો તે સાફ ઉત્તર આપે છે. વ્યાપારની એથી બીજી ઉત્તમ રીત છે જ નહિં. આવા મનુષ્યો ખરેખર એમ માનતા હોય છે કે જુઠું બોલવું એ ખરાબ છે? ના, માત્ર લોકોના મોંઢેથી વારંવાર સાંભળી તે સાધારણ પ્રકારે જાણે છે કે જુઠું બોલવું એ ખરાબ છે; પરંતુ એને ખરૂં સમજતો નથી. જુઠું બોલવુ એ ખરાબ છે, એવું તેને શિક્ષણ મળ્યું હોય છે, તેનું અંતઃકરણ તેની સાક્ષી આપે છે, પરંતુ તેનો એ વિશ્વાસ દૃઢ થઇ ગયેલો હોય છે કે, જુઠું બોલવાથી લાભ, ઉન્નતિ અને સુખ પ્રાપ્ત થાય છે. અને ખરૂં તેમ સત્ય બોલવાથી નુકશાન, દરિદ્રતા અને દુઃખ પડે છે, કારણ કે તે પોતાના હૃદયમાં જુઠને યોગ્ય અને સત્યને અનુચિત સમજતા હતા. તેને જુઠું બોલવાના એ વાસ્તવિક મર્મનું કાંઇ જ્ઞાન નહોતું કે તેથી આચરણ, ઉપયોગ, પ્રભાવ, આનંદ અને વ્યાવહારિક લાભને બહુજ હાનિ થાય છે. એવા મનુષ્યો વ્યારે બીજાઓના સુખ તરફ ધ્યાન આપે છે અને વ્યાપારમાં જુઠુ ન બોલવાથી જે આર્થિક હાનિ ભોગવવાનો તેમને ભય રહે છે તેને સહન કરે છે ત્યારે જ તેને તેના વાસ્તવિક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તે વખતે તેને સાચા આનંદનો અનુભવ થાય છે અને તે જાણી જાય છે કે; આટલા દિવસો સુધી હું માત્ર અસ્થિર સુખને માટે બીજાઓને હાનિ કરવા કરતાં મને પોતાને વધુ હાનિ કરી રહયો છું અને અજ્ઞાનતા

તથા ભ્રમના ઘોર અંધકારમાં નિમગ્ન થઇ રહયો હતો.

જે સત્યને શોધે છે પરંતું શંકાશીલ છે, તેમને ઉપરનાં ઉદાહરણોથી વધુ સ્પષ્ટ રીતે સમજાશે કે સમસ્ત પાપ અને અશુભનું કારણ અજ્ઞાનતા છે. અને એ માટે પાપીયો પ્રત ઘૃણાથી નહિં પરંતું પ્રેમથી વર્ત્તવું જોઇએ. જે વ્યવસ્થા અસત્ય વચન બોલવાની છે, તેજ વ્યવસ્થા સમસ્ત દુષિત પ્રવૃત્તિયો અને સમસ્ત પાપેની છે. ક્ષોભ. ઘૃણા, ઇર્ષ્યા, દ્રોહ, અભિમાન, અહંકાર, આત્મશ્લાઘા, સ્વાર્થ ઇત્યાદિનો છે. એ સર્વનું એકજ કારણ છે કે જ્ઞાનની શુન્યતા, હૃદયમાં સત્યના પ્રકાશની ગેરહાજરી અર્થાત આધ્યાત્મિક અંધકાર હોવો.

જયારે મનુષ્ય પોતાના હૃદયની દૂષિત કાલિમાને દુર કરી અન્યનું અહિત કરવાની ઇચ્છાનું વાસ્તવિક અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લે છે ત્યારે તે અહિત કરનારાઓ પ્રતિ એટલો બધો તીરસ્કાર બતાવી શકતો નથી પછી તે તેવા મનુષ્યો પ્રતિ કોમળતા અને દયાથી જોવા લાગેછે.

આપણે અન્યના દોષો જોવાથી એક બીજા જ દોષમાં ફસઇ પડીએ છીએ. સંસારમાં પ્રત્યેક વ્યક્તિને સ્વતંત્રતા છે. અર્થાત પ્રત્યેક મનુષ્યનું એ સ્વત્વ છે કે જેવી જેની રૂચિ હોય તેવું તેણે કાર્ય કરવું. બીજાઓના દોષ જોવાની સાથે સાથે મનુસ્યને એ ઇચ્છા પ્રકટ થતી જાય છે કે: હું તેના વિચારો અને કાર્યોને મારા જેવા બનાવી દઉં. મનુષ્યને એક પ્રકારનો એવો ભ્રમ હોય છે કે જે કાંઇ વિચાર તે કરે છે, માને છે, અને કાર્ય કરે છે તેજ ઉચિત અને યોગ્ય છે, અને બીજાઓ જે કરે છે તે તો દોષયુક્ત છે. એથી તે તેના પ્રતિ દ્વેષ અને તીરસ્કાર રાખે છે, તેના પર આક્રમણ કરે છે. બસ આ કારણથીજ ધર્મ સમ્પ્રદાયોમાં પારસ્પર ઝઘડા થયા કરે છે. મુસલમાન ધર્મવાળા, હિંદુધર્મને ખોટો છે એમ કહે છે, હિંદુધર્મ મુસલમાન ધર્મને

ખોટો માનેછે, આમ પરસ્પર એક ધર્મવાળા બીજા ધર્મની નિંદા કરે છે, અને તેથી લોકો સંસારને દૂષિત સિદ્ધાન્ત શીખવી મહા ભયંકર હાનિ પહોંચાડે છે. સાચી વાત તો એ છે કે કોઇપણ ધર્મ ખોટો નથી દરેક પોતે પોતાના માર્ગે ચાલે છે, અને તેથી તે જે ધર્મ પોતાને યોગ્ય અને સત્ય લાગે છે તે માર્ગે ચાલે છે. આપણે શાંત રીતે વિચાર કરીશું તો જણાશે કે સંસારના જુદા જુદા ધર્મસમ્પ્રદાયો પરસ્પર એક બીજાને ખરાબ કહે છે અને પોતાના ધર્મને યોગ્ય અને સારો માને છે, આથી આપણને સ્પષ્ટ રીતે જણાશે કે તે તો એક બીજાની મિથ્યા ફજેતી કરવા જેવું છે. અને તેનું કારણ અજ્ઞાનતા તેમજ ભ્રમ હોઇ શકે. આ વાત પર જો સારી રીતે ધ્યાન આપવામાં આવે તો મનુષ્યની શાંતિ, અનુકમ્પા, બુદ્ધિ અને ગંભીરતા ઘણીજ વધી શકે છે.

સાચો સજ્જન પુરુષ સર્વ વાતોમાં ભલાઈજ જુએ છે, તેને સર્વત્ર સારૂજ દેખાય છે, ખરાબ દેખાતુંજ નથી, કેમકે તેણે બીજાઓના વિચાર અને કાર્યોને પોતાના જેવા કરવાની મુર્ખ લાલસાનો ત્યાગ કર્યો હોય છે. અને તે જાણે છે કેઃ મનુષ્યોના સ્વભાવ અનેક પ્રકારના હોય છે. અને જેવી જેનામાં અધ્યાત્મિક યોગ્યતા વધુ હોય છે, તેવાજ તેના વિચાર અને કાર્ય ઉત્તમ હોય છે. તેણે ઇર્ષ્યા, દોષદષ્ટિઃ અહંકાર અને પક્ષપાતનો ત્યાગ કરી જ્ઞાનનો પ્રકાશ મેળવી લીધો હોય છે. તે જુએ છે કેઃ પવિત્રતા; પ્રેમ, અનુકમ્પા, સુશીલતા, ધૈર્ય, વિનય, અને નિઃસ્વાર્થતા એ જ્ઞાનનો પ્રકાશ છે. અને અપવિત્રતા ઇર્ષ્યા, ક્રૂરતા, ક્રોધ, ઉદ્વેગ, અહંકાર અને સ્વાર્થ એ સર્વ અંધકાર અને અજ્ઞાનતાના પ્રતિબિમ્બરૂપ છે. મનુષ્ય ગમે તો અજ્ઞાનના અંધારામાં હો, ચાહે જ્ઞાનના પ્રકાશમાં હો, પણ તે એક છે અને તે જેને જરૂરનું સમજે છે તેવું કાર્ય કરે છે. બુદ્ધિમાન એ વાતને સમજે

છે અને એ માટે તે બીજાઓ પર દોષારોપ કરતા નથી.

દરેક મનુસ્ય પોતાની પ્રકૃતિને અનુકુલ અને પોતાના સારા નરતા જ્ઞાન અનુસાર કાર્ય કરે છે અને પોતાના અનુભૂત કર્મોનું ફળ ભોગવે છે. પોતાની ઇચ્છાનુકુલ વિચાર કરવો અને તે અનુસાર કાર્ય કરવું એ પ્રત્યેક મનુસ્યનું એક સર્વોપરિ સત્ત્વ છે. જો ન સ્વાર્થ વશ થઇ પોતાનાજ તાત્કાલિક સુખને પ્રાપ્ત કરવાને માટે વિચાર કરી કાર્ય કરે અને બીજાઓના સુખ પર ધ્યાન ન આપે તો કાર્ય અને કારણુ અનુસાર પોતાના ઉપર એવો કલેશ આવી પડશે કે જે આવતાં તેને થોડીવાર ઉભા રહી વિચાર કરવો પડશે અને ત્યારે તેને નષ્ટ માર્ગ હાથ લાગશે. અનુભવથી વધુ ઉત્તમ મનુષ્યનો કોઇ ગુરૂ નથી અને અજ્ઞાનને લીધે જે કાંઇ કષ્ટ પ્રાપ્ત થાય છે. એનાથી વધીને બીજો વધુ શિક્ષા પ્રદ અને પવિત્ર કરનાર દંડ નથી. સ્વાર્થી મનુષ્ય અજ્ઞાની છે. તે પોતાનો માર્ગ પોતે સ્વીકારે છે. પણ માર્ગ એવો છે કે પહેલાં દુઃખને અને ફરી દુઃખથી જ્ઞાન અને આનંદને પ્રાપ્ત કરાવે છે. ભલો મનુષ્ય બુદ્ધિમાન છે. તે પણ પોતાના માર્ગનો પોતે સ્વીકાર કરે છે. પરંતુ અજ્ઞાન અને દુઃખનો માર્ગ સમાપ્ત કરી જ્ઞાન અને આનંદને પ્રાપ્ત કરી જ્ઞાનના સંપૂર્ણ પ્રકાશનો સ્વીકાર કરે છે.

જ્યારે મનુષ્ય બીજાઓના વિષયમાં એવી સંમત્તિ આપે છે કે જેમાં પોતાની ઇચ્છાઓનો વાસ રહેવા દેતો નથી અને તેનાં કાર્યને તે પોતાની મરજી માફકનાં નહિં પરંતુ એ કાર્ય કરનારાઓના આદર્શની દ્દષ્ટિથી જુએ છે, ત્યારે તે બીજાઓના દોષો ન જોવાના મર્મને ઓળખી શકે છે. મનુષ્ય પોતે પોતાને જ આદર્શ રૂપ માની લે છે અને ઇચ્છે છે કે બીજા સર્વ લોકો પોતાના આદર્શ અનુસાર ચાલે અને કાર્ય કરે. એથીજ તેને બીજાના અવગુણો નજરે પડે છે.

જ્યારે તે પોતાના આદર્શ પ્રમાણે નહિં પણ તેના પોતાના આદર્શનો સમજવામાં આવે ત્યારે મનુષ્યની ન્યાયયુકત વિવેચના થઇ શકે છે. આ પ્રકારની તપાસ કરવી એ ન્યાય કે નીતિની તપાસ નહિં. પણ પ્રેમની તપાસ ગણાય છે. જ્યારે આપણે પ્રેમનાં નેત્રો દ્વારા જોઇ શકીશું ત્યારે જ જ્ઞાનનો પ્રકાશ થઇ શકશે અને ત્યારે જ બીજો મનુષ્ય વાસ્તવમાં જેવો છે તેવો આપણુને જણાશે. જ્યારે મનુષ્ય પોતે પોતાના મનમાં કહેવા લાગશે કે હું કોણ કે જે બીજાના સંબંધમાં વિચાર કરી શકું ? શું હું એવો પવિત્ર અને પાપ વગરનો પુણ્યાત્મા છું કે બીજાઓને ખરાબ કહું અને તેને દોષી ઠરાવું ? એ પ્રકારે જ્યારે તે માનશે, ત્યારે તે પ્રેમની તરફ વધી શકે છે. મનુષ્યે પ્રથમ જાતે વિનયી બનવું જોઇએ અને બીજાઓના દોષ બતાવતા પહેલાં પ્રથમ જાતે પોતાના દોષ દૂર કરવા જોઇએ. કબીરજીએ કહ્યું છે કે;

બુરા જો દેખન મૈં ચલા, બુરા ન દેખા કોય;
જો મન ખોજો આપના, મુઝ સા બુરા ન કોય.

એક વખતે એક કુટિલ સ્ત્રી કે જે અત્યંત પાપ કરતી વખતે પકડાઇ ગઇ હતી, અને લોકો તેના પર પત્થરો મારવા તૈયાર થઇ ગયા હતા ત્યારે ક્રાઇસ્ટે કહ્યું કે, " જેણે કાંઇ પણ પાપ ન કર્યું હોય તેણે સર્વથી પહેલાં પત્થર મારવો." આ સાંભળી એક પુરૂષ કે જે પાપ વગરનો અને નિર્દોષ હતો તેણે પત્થર હાથમાં ન લીધો અને કરૂણા તથા નમ્રતાપૂર્વક એ સ્ત્રીને કહ્યું કે; " તને હું દોષવાન ઠરાવી શકતો નથી. જો હવે પાપ ન કરીશ."

પવિત્ર હૃદયમાં એવુ એક પણ સ્થાન નથી રહેતું કે જ્યાં દ્વેષ અને સ્વાર્થી નર્ણયનો વાસ હોઇ શકે. કેમકે તે કોમળતા અને પ્રેમથી પરિપૂર્ણ થઇ જાય છે. એવા હૃદયવાળાને બીજાના દોષો જણાતા

નથી. જેમ જેમ મનુષ્યો બીજાઓના દોષો, અને અવગુણો જોવાનું છોડી દે છે તેમ તેમ તે જાતે પાપ, દુઃખ અને ક્લેશથી મુકત થઇ જાય છે. જ્યાં સુધી મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી લેતો નથી, ત્યાં સુધી તે પોતે પોતાનામાં તેમજ પોતાના કાર્યોમાં કાંઇ પણ દોષ જોઇ શકતો નથી. જ્યારે તેના જ્ઞાનનો પ્રકાશ વધવા લાગે છે ત્યારે તે એ કાર્યોને છોડતો ચાલ્યો જાય છે કે જેમાં તેને દોષ જણાય છે. દરેક મનુષ્ય પોતાના કાર્યોને પછી તેને બીજા મનુષ્યો ગમે તેવાં ખરાબ સમજતા હોય તો પણ તેને નિર્દોષ માને છે. અને તે જે કાંઇ કરે છે તે જરૂરનું અને યોગ્યજ કરે છે એમ બીજાને કહે છે. જો તે તેને સારાં ન માનતો હોય તો તેને કરે શી રીતે? ક્રોધી મનુષ્ય પોતાના ક્રોધને સારો છે અને તેને કરવાની જરૂર જ છે એમ સાબીત કરવા મથે છે. લોભી મનુષ્ય પોતાની લાલચને અને વ્યભિચારી પોતાનાં દુરાચરણોને યોગ્ય છે એમ નકકી માની લે છે. જુઠો મનુષ્ય પોતાની અસત્ય વાણીને જરૂરની છે એમ બતાવે છે. દોષ જોનારા માણસો જેના પ્રતિ તે તિરસ્કાર રાખે છે તેમનાં ચરિત્રોને દૂષિત બતાવવાં, અને તેમની ખરાબ પ્રકૃતિને માટે તેને ચેતાવવા એને સારાં કામ માને છે. ચોર ચોરી કરવી તેને ઝટપટ ધનવાન અને સુખી બનવાનો માર્ગ સમજે છે અને ખુની મનુષ્ય ખુન કરવાના ઘોર કર્મને યોગ્ય અને દોષ રહિત માને છે

દરેક મનુષ્યનાં કાર્ય જેટલો તેનામાં જ્ઞાનનો પ્રકાશ અને અજ્ઞાનનો અંધકાર હોય છે તે હિસાબે થાય છે. તેનામાં જે જ્ઞાન હોય છે તેથી વધુ ઉત્તમ તેનું જીવન કે કાર્ય હોતાં નથી. પરંતુ તે પોતે પોતાને સુધારી શકે છે અને પોતાના પ્રકાશ અને જ્ઞાનના વિસ્તારને વધારી શકે છે. ક્રોધી મનુષ્યનું જ્ઞાન ક્ષમા, સહનશીલતા અને ધૈર્ય

સુધી પહોંચ્યું નથી માટે જ તે અન્યને ગાળો દે છે અને વારંવાર ચીડાઇ જાય છે, ગુસ્સે થઇ જાય છે. નમ્રતા અને વિનયનો અભ્યાસ ન કરવાથી એ વાત તે સમજી શકતા નથી, તેમ ધારણ પણ કરી શકતા નથી. એજ દશા અસત્ય ભાષણ કરનારા, દોષ જોનારા અને ચોર લોકોના હોય છે. ચોરનું જ્ઞાન અને અનુભવ કાચાં હોય છે, તેનું મન અને કાર્ય અજ્ઞાનના તિમિરથી આચ્છાદત છે. તેણે કદી પણ એવું ઉચ્ચ જીવન નથી ભોગવ્યું કે જેથી પોતાની પતિત સ્થિતિથી તેની તુલના કરી શકે. તે એમ સમજી શકે છે કે મારા જીવન કરતાં વધુ ઉચ્ચ જીવન બીજા કોઇનું નથી. અંધકારમાં પ્રકાશ ચમકે છે પણ અંધકારને એ પ્રકાશનો શો અનુભવ? તે પોતાની દશાને ખરાબ સમજી શકતા નથી, કેમકે અંધકારમાં રહેવાથી તે જ્ઞાન શુન્ય હોય છે.

મનુષ્ય જ્યારે વારંવાર દુઃખ ભોગવી પોતાનાં આચરણ પર નજર નાખે છે ત્યારે જાણી જાય છે કે મારા અમુક અજ્ઞાનને લીધે જેમકે ક્રોધ, અસત્યતા, વગેરેને લીધે આ દુઃખ અને કલેશને ભોગવવાં પડે છે અને ફરી એ દોષને છોડી દે છે. તથા એનાથી વિપરીત જે ઉજ્વલ ગુણો હોય છે તેને શોધવા અને તેનો અભ્યાસ કરવા મંડે છે. જ્યારે તે દૃઢ પણે ઉચ્ચ માર્ગે ચાલે છે અને તેને ખરા અને ખોટા બન્ને માર્ગોનું જ્ઞાન થઇ જાય છે ત્યારે તેને ખબર પડે છે કે પૂર્વે હું ઘણોજ ઘોર અંધકારમા ફસાયલો હતો, સારા ખોટાની અનુભવથી તુલના કરી લેવી એજ જ્ઞાનનો પ્રકાશ છે.

જ્યારે મનુષ્ય બીજાઓના કામોને તેની દૃષ્ટિથી જુએ છે, અર્થાત પોતાના ગજથી ન માપતાં તેનાજ ગજથી માપે છે, ત્યારે તેને બીજાઓમાં અવગુણો કે દોષ જોવાની દૃષ્ટિ જતી રહે છે. કેમકે તે જાણી જાય છે કે દરેક મનુષ્યના માપના ગજ અને આદર્શ જુદા

જુદા છે. અને સંસારમાં એવા હીનમાં હીન દોષ કાંઇ થોડા નથી, કે જેને થોડા ઘણા મનુષ્યો પણ સારા ન માને, અને એ પ્રકારે ઉચ્ચમાં ઉચ્ચ કોઇ એવા ગુણ પણ નથી. કે જે ઘણા મનુષ્યો પણ ખરાબ ન સમજે. જે મનુષ્ય સારૂં છે, અને જે તે ખરાબ સમજે છે તે તો પોતાનો માટે ખરાબ છે. અંતર માત્ર સમજફેરનો છે.

પવિત્ર મનુષ્ય કે જેની બીજાઓમાં અવગુણ જોવાની ટેવ જતી રહી છે તે બીજાઓને પોતે નક્કી કરેલા માર્ગે ચલાવવાની કે પોતાની મરજી પ્રમાણે અન્ય ચાલે એવી ઇચ્છા કદી રાખતા નથી. પરંતુ એ તો એવો યત્ન કરે છે કે દરેક પોત પોતાની સ્વતંત્ર બુદ્ધિ પ્રમાણે ચાલે. કેમકે તે જાણે છે કે સંમ્મતિ બદલવાથી નહિં. પરંતુ અનુભવ વધતાં ઉચ્ચ જ્ઞાન અને પ્રચુર આનંદ પ્રાપ્ત થાય છે.

મનુષ્ય જેની સાથે પોતાને મતભેદ પડે છે તેને ખરાબ કહે છે અને જે તેની સાથે એકમત થઇ શકે છે તેને સારા કહે છે. જે મનુષ્ય પોતે પોતાના ઉપર વધુ પ્રેમ રાખે છે, અને પોતાનાજ મતમાં મશગુલ રહે છે તેઓ જે પોતાના મતને મળતા થાય છે તેના પ્રતિ સ્નેહ રાખે છે અને જેઓ અને જેઓ તેમના મતને મળતા નથી પણ જુદા પડે છે તેમના ઉપર ઇર્ષ્યા રાખે છે.

કહ્યું છે કેઃ જે તમારા ઉપર સ્નેહ રાખતા હોય તેના ઉપર તમે સ્નેહ રાખો તો તેમાં તમે શું કર્યું ! તમે તમારા શત્રુઓપર સ્નેહ રાખો અને તમારા ઉપર દ્વેષ રાખનારાઓનું ભલું કરો ત્યારે ખરૂં." મનુષ્યને અહંકાર અને અભિમાન આંધળા બનાવી દે છે. જુદા જુદા ધર્મ સમ્પ્રદાયો એક બીજા પ્રતિ દ્વેષ રાખી લડી મરે છે. જુદા જુદા મત ધરાવનારા રાજનીતિજ્ઞ પુરૂષો એક બીજા સાથે લડી મરે છે. અને એક બીજાને ખરાબ સમજે છે. પક્ષપાતી મનુષ્યો

પોતાના આદર્શ અને પોતાના મત પ્રમાણેજ વર્તા પોતાની સમ્મતિ પક્ષપાત પરજ આપે છે, તે જાતે પોતાને સાચા અને બીજાને અપરાધી માને છે અને અન્યને પોતાની ઇચ્છા અને બુદ્ધિની વિરૂદ્ધ પણ પોતાના મતમાં લાવવા અને ન આવે તો તેના પર અત્યાચાર કરવો કે તેને શિક્ષા કરવી તેને ઉત્તમ અને અનિવાર્ય કામ સમજે છે.

મનુષ્યો એક બીજા પ્રતિ દ્વેષ રાખે છે, એક બીજાના દોષ જોયા કરે છે. એક બીજા સાથે લડે છે અને કલેશ કરે છે. એનું કારણ એ છે કે તેઓ પોતેજ દુષ્ટ હોય છે અને જાણી જોઇને દુષ્ટતા કરે છે. તેઓ દ્વેષ કરવો તેમ દોષ જોવા તેને આવશ્યક અને યોગ્ય સમજે છે. સર્વ મનુષ્યો અંદરથી ભલા છે, પરંતુ તેમાંથી કોઇ વધુ બુદ્ધિવાળા છે અને કોઇ બીજાઓ કરતાં વધુ અનુભવી હોય છે.

એક વખતે એક મનુષ્યે કહ્યું કે દરેક મનુષ્ય પોતાના વિચારો અને કર્મોનું ફળ મેળવે છે, પોતાના પાપોને લીધે દુઃખી થાય છે.

આ સાંભળી બીજા મનુષ્યે કહ્યું કે જો એમ હોય, અને પોતાના ખરાબ કામોની શિક્ષા મેળવ્યા વગર કોઈ મનુષ્ય બચી શકતો ન હોય તો અહીંના જે પ્રભાવશાળી અને રાજનીતિજ્ઞ મનુષ્યો છે, તેઓ પોતે પોતાને માટે કેટલું ભયાનક નરક તૈયાર કરી રહ્યા છે. મનુષ્ય ગમે તો અધિકારવાળા કે શક્તિવાળા હો કે ન હો, તોપણ જ્યાં સુધી તે પુણ્ય કાર્યો નથી કરતા ત્યાંસુધી ખેદ અને કલેશને જ મેળવે છે.

**પ્રથમ મનુષ્ય**—જુઓ પેલો મનુષ્ય કે જે સર્વ પ્રકારે દુષ્ટ અને બિલકુલ સ્વાર્થી અને લાલચુ છે, એવા અત્યાચારી મનુષ્યને માટે બહુજ દુઃખદાયક શિક્ષા ભોગવવાની તૈયાર કરી રાખી હશે.

બીજો મનુષ્ય--પણ એ મનુષ્ય એવો દુષ્ટ છે તે તમે શી રીતે જાણ્યું !

પ્રથમ મનુષ્ય--તેનાં કર્મોથી. જ્યારે હુ કોઇ મનુષ્યને અયોગ્ય કાર્ય કરતો જોઉં છું ત્યારે હું જાણી શકું છું કે તે દુષ્ટ છે, જ્યારે હું એ મનુષ્યને જોઉં છું ત્યારે મને તો ક્રોધ જ ઉત્પન્ન થાય છે જ્યારે કોઇ મનુષ્યને હું એવા પદ ઉપર જોઉં છું કે જે પદપર રહી તે બીજાઓને ઘણીજ હનિ કરી શકે છે, ત્યારે મને ઘણીવાર સંદેહ થાય છે કે સત્યમા ભલુ કરવાની શક્તિ નથી.

બીજો--શું તે ખરાબ કામજ કરી રહ્યા છે?

પ્રથમ—તેની નીતિ હંમેશાં ખરાબ છે. જો તેના હાથમાં અધિકાર રહેશે તો તે આખા દેશને નષ્ટ કરી દેશે.

બીજો—તમારા માનવા પ્રમાણે હજારો મનુષ્યો તેને ખરાબ માને છે. પરંતુ હજારો મનુષ્યો કે જે આપના જેવા બુદ્ધિમાન છે તેઓ તેને ભલો અને યોગ્ય સમજે છે તેની ઉત્તમ યોગ્યતાનાં વખાણ કરે છે અને તેની નીતિને સારી તેમજ દેશની ઉન્નતિ કરનારી સમજે છે. તેના અધિકારની સ્થિતિ એવાજ લોકો ઉપર આધાર રાખે છે. શું એ લોકો કે જે તેને સારો સમજે છે તેઓ પણ ખરાબ હશે?

પ્રથમ--એ લોકોને તો ભ્રમ થયો હશે એ વાતથી તો હું એ માણસની દુષ્ટતાને ઘણી વધેલી છે એમ માનું છું અને માત્ર પોતાનો સ્વાર્થ પુરો કરવા માટે, બીજાઓને ઠગવા માટે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી રહ્યો હશે,હું એવા મનુષ્યોને તો નિંદનીય માનું છું.

બીજો—એવો મત બાંધવામાં કદાચ આપ પણ ભુલતા હશો એ પણ સંભવિત છે.

પ્રથમ-કેવી રીતે?

બીજો--દ્વેષ કરવો અને અન્ય ઉપર તિરસ્કાર રાખવો એ પોતે પોતાને ખેતરવા જેવું છે. પ્રેમ એજ આત્મજ્ઞાન છે. જ્યાંસુધી મનુષ્ય

દ્વેષ કરવાનું છોડી પ્રેમભાવ રાખવાનો અભ્યાસ નથી કરતા ત્યાં સુધી તે પોતે પોતાને તેમજ બીજાઓને દિવ્યદ્રષ્ટિથી જોઇ શકતા નથી.

પ્રથમ—એ વાત તો ખરી પણ એમ બનવું એ ઘણું કઠીન કામ છે. જયારે હું કોઇ મનુષ્યને બીજાઓની સાથે ભુંડાશ કરતાં કે અન્યને છેતરવા કે અન્યને અસત્ય માર્ગે ચાલવાનું કહેતાં જોઉં ત્યારે મને જરૂર તેના ઉપર તિરસ્કાર થવાનો. મારા સમજવા પ્રમાણે તો એ માણસને લેશ માત્ર અંતઃકરણ નથી.

બીજો—તેને જેવો આપ સમજો છો, તેવો તે છે કે નહિં, તેનો કશો નિશ્ચય નથી પરંતુ જો માની લઇએ કે જેવા આપ તેને કહો છો તેવો તે છે કે નહિં તેનો કશો નિશ્ચય નથી. પરંતુ જો માની લઇએ કે જેવો આપ તેને કહો છો તેવો તે છે, તો તેના પર આપે દયા રાખવી જોઇએ, તિરસ્કાર ન રાખવો જોઇએ.

પ્રથમ—કારણ ?

બીજો—તેને જેવો આપ સમજો છો, તેવો તે નથી.

પ્રથમ—ખરેખર તેને અંતઃકરણ નથી.

બીજો—તો એ જ્ઞાનના હિસાબે તો લંગડો છે. શું આપ આંધળાઓ ઉપર તિરસ્કાર રાખો છો કે તે શા માટે દેખી શકતા નથી? શું આપ મુંગાઓ અને બ્હેરાઓ ઉપર તિરસ્કાર રાખો છો કે તે કેમ બોલતા નથી કે સાંભળતા નથી? જયારે તોફાનથી કોઇ વહાણનો કે મ્હેલનો શઢ તુટી જાય, અને તેનો કંપાસ ખોવાઇ જાય અને તેથી તે વહાણ પહાડ સાથે અથડી પડે તો શું તમે તેને ઠપકો આપી શકશો કે તેં શા માટે વહાણને પહાડથી દુર ન રાખ્યું? વહાણના યાત્રાળુઓના જે જીવ જાય તેનું કારણ શું તમે તેને

માનશો ? જે મનુષ્યને અંતઃકરણ નથી તેની પાસે સત્ય અને ધર્મ માર્ગપર ચલાવનાર માર્ગદર્શક યંત્ર પણ હોતું નથી અને એ માટે તે પોતાના સ્વાર્થનેજ સઘરો તેને સત્ય, સારૂ અને યોગ્ય માને છે. તે મનુષ્યને આપ ખરાબ કહો છો પરંતુ શું તે જાતે પોતાને માટે ખરાબ છે ? તે જાતે પોતાના ચરિત્રને કાંઇ ખરાબ સમજે છે ?

પ્રથમ—તે ભલે પોતાને ખરાબ માને કે ન માને, પરંતુ જાતે તો ખરાબ છેજ.

બીજો—આપ તેના પ્રતિ તિરસ્કાર રાખો છો. તે માટે કદાચ હું આપને ખરાબ માનું તો તે કાંઇ વ્યાજબી કહેવાય?

પ્રથમ—ના.

બીજો-કારણ ?

પ્રથમ-કારણ કે એવી દશામાં તિરસ્કાર કરવો જરૂરનો, યોગ્ય અને સત્ય છે. સાચો ક્રોધ અને સાચો તિરસ્કાર એ પણ એક વસ્તુ છે.

બીજો-શું સાચો સ્વાર્થ, સાચો લોભ અને સાચી ભુંડાશ એ પણ કોઇ વસ્તુ છે ? જો આપ કોઇ વાતને બરોબર સમજી શકતા હો અને તેથી તે મનુષ્ય ઉપર તિરસ્કાર કરવો એ મનુષ્યત્વ અને નાગરિકત્વનું કર્ત્તવ્ય સમજી ઉચિત માનતા હો, અને એ માટે હું આપને ખરાબ સમજું તો એ મારી ભૂલ છે. પરંતુ તિરસ્કારને બદલે એક શ્રેષ્ટતર માર્ગ બીજો પણ છે, અને એ શ્રેષ્ટતર માર્ગનું જ્ઞાન તેના પ્રતિ ક્રોધ કરતાં મને અટકાવે છે. કેમકે તેનું ચરિત્ર મને ગમે તેટલું ખરાબ લાગતું હોય પરંતુ, સ્વયં તેને પોતાને તેમજ તેના સહાયકોને તો ખરાબ નથી લાગતું.

પ્રથમ—એ ઉત્તમ માર્ગ કયો ?

બીજો—એ મને પ્રેમનો છે. બીજાઓને ખરાબ સમજવાના

સ્વભાવને છોડી દેવો એજ પ્રેમ માર્ગ છે એ હૃદયની આનંદ યુકત અને શાંતિમય સ્થિતિ છે.

પ્રથમ—શું આપના કહેવાનું એ તાત્પર્ય છે કે મનુષ્ય એવી દશાને પણ પ્રાપ્ત થઈ શકે કે જે બીજા મનુષ્યોને અશુભ કરનારા જુએ છતાં પણ ક્રોધ ન કરે?

બીજા—ના, મારૂં કહેવું એવું નથી જયાંસુધી મનુષ્ય બીજાઓને ખરાબ સમજશે ત્યાં સુધી તે તેના પર ક્રોધ કર્યા જ કરશે. પરંતુ તે શાન્ત બુદ્ધિ અને પવિત્ર પ્રેમની એક એવી દશાને પણ પ્રાપ્ત થઈ શકશે. કે જે દશાને પ્રાપ્ત થયા પછી તેને એવું કોઈ ખરાબ કામ નહિં દેખાય કે જેને લીધે તે ક્રોધી થઈ શકે. તે સારી રીતે પોતાના વિચાર અને કર્મોનું શું ફળ મેળવે છે. એ સ્થિતિએ પહોંચવું એ માત્ર સર્વ મનુષ્યોને અનુકમ્પા અને પ્રેમથી જોવા એજછે.

પ્રથમ—આપે જે આ સ્થિતિની વાત કરી તે નિસ્સંદેહ બહુ ઉચ્ચ પવિત્ર અને સુંદર છે. પરંતુ હું તો એવી દશાએ પહોંચવું એને ઘણું દુઃખદાયક સમજું છું, મારી તો એવી ઇચ્છા છે કે મારૂં મન એવું ન થાય કે જેથી હું દુષ્ટ મનુષ્યોને જોઈ તિરસ્કાર ન કરી શકું,

આ ઉપરથી સમજાય છે કે પ્રથમ મનુષ્ય દ્વેષ અને તિરસ્કારને સારી રીતે સમજે છે. એ માટે તેને છોડવા ઇચ્છતો નથી. એ પ્રકારે સર્વ મનુષ્યો જે કાંઇ પોતે કરે છે તે કામોને સારૂં અને આવશ્યક સમજે છે. મનુષ્યોને જે વાતો પર વિશ્વાસ હોય છે તે કરવા માટે તેને અભ્યાસ પડી જાય છે. જ્યારે કોઇ કાર્યમાં તેનો વિશ્વાસ ઉઠી જાય છે ત્યારે તેનું તે કાર્ય કરવાનું પણ સમાપ્ત થઇ જાય છે. પ્રથમ મનુષ્ય બીજા મનુસ્યની માફક સ્વતંત્ર છે, અને તે જ્યારે ઇચ્છે

ત્યારે બીજાઓના ઉપર દ્વેષ રાખી શકે, તે તેનું પ્રાકૃતિક સત્ય છે. જ્યાં સુધી તેને દ્વેષ કરવાથી દુઃખ અને અશાંતિનો અનુભવ નહિં થાય અને તેને દ્વેષ કરવો એ બહુજ ખરાબ કામ છે, મુર્ખતા છે અને અંધાપા જેવું છે, તેથી તેને ઘણી હાનિ થઇ રહી છે એવું જ્ઞાન નહિં થાય ત્યાં સુધી તે તેનો કદી પણ ત્યાગ નહિં કરે.

એક વાર એક સારા પ્રતિષ્ટિત ગુરૂને તેના શિષ્યે પુછયું કેઃ ભલા અને ભુંડામાં શું અંતર છે? ત્યારે તેમણે પોતાના હાથની આંગળીયો નીચે વાળીને કહ્યું કેઃ "ભાઇ, જો મારો હાથ કઇ દિશામાં વળ્યો છે? શિષ્યે જવાબ આપ્યો કે," નીચેની તરફ. "એટલે ગુરૂએ આંગળીયો ઉપરની બાજુ ઉંચી કરીને કહ્યું કે" જો હવે મારો હાથ કઇ દિશા બતાવે છે? " એટલે શિશ્યે કહ્યું કે, "ઉપરની દીશા તરફ." ગુરૂએ કહ્યું. બસ. એજ સારા અને ખોટામાં અંતર છે. આ સરલ ઉદાહરણથી ગુરૂએ કહ્યું કે, શક્તિને અશુદ્ધ અને અનુચિત દિશામાં જોડવી એ ખરાબ કાર્ય છે. અર્થાત ભુંડું કામ છે. અને તે શુદ્ધ અને યોગ્ય દિશામાં જોડવી એ ભલાઇ છે. એ પ્રકારે જે મનુષ્યને સંસાર ખરાબ કહે છે તે જો પોતાના ચરિત્રને હાથની આંગળીયોની માફક ફેરવી નાંખે તો ઉત્તમ મનુસ્ય બની જાય છે. ભલાઇનો અભ્યાસ કરીને ખરાબ કાર્યોનો સાચો અર્થ સમજવો એટલે બીજા મનુસ્યોના અવગુણો ન જોવા એ છે. જે મનુસ્ય બીજાઓના અવગુણો ન જોતાં પોતાના હૃદયની પુર્ણ પવિત્રતા પ્રાપ્ત કરવા માટે અત્યંત પ્રયત્ન કરે છે તે મનુષ્યને નિઃસંદેહ ધન્યવાદ ઘટે છે. એવા મનુષ્યો એક દિવસે એવાં પવિત્ર નેત્રને પ્રાપ્ત કરી લેશે કે જેથી થોડી ઘણી પણ અવગુણ જોવાની ટેવ તેમની દ્રષ્ટિમાંથી જતી રહેશે.

મનુષ્યે અન્યના અવગુણ કે દોષ જોવાની ટેવ છોડયા પછી તેણે

માત્ર સર્વત્ર સારૂ જોવાની અને અન્યનું ભલુ કરવાની ટેવ પાડવી. જોઇએ. તેને અપરાધી કહે કે ઠરાવે તો તેના બદલામાં તેણે તેને અપરાધી ન જણાવવો. જો તેને કોઇ ચીડવે તો તેના પર તેણે કૃપા રાખવી, જો કોઇ તેનું અશુભ કરે તો તેના ગુણોની પ્રશંસા કરવી. જો તે તેના પર તિરસ્કાર રાખે તો સમજવું કે તેને તેના પ્રેમની જરૂર છે, એથી તેના ઉપર પ્રેમ રાખવો. ધૈર્ય વગરના મનુષ્યો સાથે તેમને ધીરજ આપવી, લાલચુ મનુષ્યો પ્રતિ ઉદારતા દર્શાવવી. અને લડાઇ ઝઘડો કરનારાઓની સાથે તેણે નરમ અને શાંત થવું. તમે જ્યારે કોઇનુ અશુભ જ નહિં કરો તો પછી કોનો તિરસ્કાર કરશો અને કોને તમારો શત્રુ માનશો ?

આ સંસારનાં અન્ય મનુષ્યો તમારી સાથે દ્વેષ કરે કે તમારૂં અહિત કરછે તો તેથી મને તો ઘણો ખેદ થાય છે મારો તો કોઇ દ્વેષ પણ કરતું નથી કે દ્રોહ પણ કરતું નથી. મારા ઉપર સર્વની કૃપા છે મને કદી કોઇના ઉપર પણ રોષ ચઢતો નથી.

જે મનુષ્યો બીજાઓને ખરાબ માને છે તે એવો વિચાર કરે છે કેઃ મારા ખરાબ વિચારો અને ખરાબ કામોની પાછળ એ ખરાબ કાર્યોની પ્રત્યક્ષ અને વાસ્તવિક મુર્ત્તિયો બેઠેલી છે કે જેમને પાપ કર્મોમાં પ્રેરીત કરી રહી છે. પરંતુ પવિત્ર હૃદયવાળા મનુષ્યો એવો વિચાર કરતા નથી, તે કોઇ મનુષ્યના કાર્યોને ભલે ખરાબ કહે, પણ એ કાર્યોની પાછળ તે મનુષ્ય જાતે પાપ મુર્ત્તિ બનીને બેઠેલા છે એવું કદી માનશે નહિં. સંસારનું તત્વ ભલું છે. એ તત્વમાં ખરાબ કાંઇ નથી. બુદ્ધિના દોષથી માત્ર કર્મ ખરાબ છે. પણ ભલાશ તો સ્થિર છે. બુંડાશ સ્થિર નથી. જેવી રીતે એક માબાપનાં ભાઇ બ્હેન, એકજ ઘરમાં રહેનારાં, દુઃખ સુખમાં એક બીજાનાં સાથી

બની પરસ્પર પ્રેમ રાખ્યા કરે છે. એક બીજાના દોષો કે અવગુણો જોતાં નથી અને પરસ્પરના દોષોને ક્ષમા કરે છે એ પ્રકારે ભલા મનુષ્યો સમસ્ત મનુષ્યોને એકજ ઘરનાં ભાઇ બ્હેન અને એક જ માબાપનાં બાળકો છીએ, એકજ તત્વનાં બનેલાં અને એકજ આદર્શને માનનારાં છીએ એમ સમજે છે. તે અન્ય સર્વ પુરુષોને ભાઇ અને સર્વ અન્ય સ્ત્રિયોને બહેન માને છે. તે કોઇને જુદાં સમજતા નથી. અને સર્વની સાથે શાંતિથી રહે છે. જે મનુષ્ય આનંદયુક્ત સ્થિતિને પ્રાપ્ત કરે છે. અને એ આનંદના ગુપ્ત માર્ગને શોધી કાઢી એ માર્ગે ચાલે છે તેને ધન્ય છે.

---

## પ્રકરણ ૯ મું.

### સ્થાયી આનંદ પ્રાપ્તિ

સ્થાયી હર્ષ કે આનંદની એવી કોઇ વસ્તુ હશે ખરી? હા એવી વસ્તુ છે ખરી એવી વસ્તુ જ્યાં છે, ત્યાં પાપ નથી. એ પવિત્ર હૃદયમાં રહે છે, જેમ અંધારૂં એ એક ચાલી જનાર પડછાયો છે, અને અજવાળું એ એક ટકી રહેનાર પદાર્થ છે. એ પ્રકારે દુઃખ એ એક અસ્થિર અને વ્યતિત થઇ જનારી દશા છે. અને હર્ષ હંમેશાં રહે એવી વસ્તુ છે. કોઇ પણ વાસ્તવિક પદાર્થ વ્યતીત થતો નથી તેમ લુપ્ત પણ થઇ શકતો નથી, પરંતુ જુઠી વસ્તુ વધુ ટકી શકતી નથી. દુખ અસત્ય અર્થાત જુઠી વસ્તુ છે જે અસ્થિર છે. હર્ષ સત્ય છે અને સ્થિર છે. કેટલાક કાળ પર્યન્ત હર્ષ છુપો રહે છે ખરો પણ એ પાછો પ્રાપ્ત થઇ શકે છે. દુઃખ કેટલોક વખત રહી પણ જાય, પરંતુ એને દબાવી શકાય છે તેમ દૂર પણ કરી શકાયછે. તમારૂં દુઃખ

સ્થિર રહેશે એવો કદી પણ વિચાર ન કરો. એ વાદળની માફક દુર ચાલ્યું જવાનું. પાપનું કલેશ રૂપી ફળ હંમેશાં તમારા ભાગ્યમાં જ લખેલું છે એવો કદી પણ વિચાર ન કરો. એ એક ભયાનક સ્વપ્નની માફક ઝટ દૂર થઇ જશે. ઉઠો, જાગો પવિત્ર અને આનંદી બનો.

તમે જ તમારા સ્વપ્નને રચો છો. જેટલો લોભ કરશો, એટલું જ તમારે રડવું પડશે. જેટલો લોભ છોડશો તેટલા જ તમે પ્રસન્ન રહેશો. તમે દુઃખના અશકત દાસ નથી. કદી પણ નષ્ટ ન થનાર હર્ષ તમારા જ ગૃહના દ્વાર પર તમારીજ રાહ જોઇ રહયો છે. પાપના સ્વપ્ન અને અંધકારના તમે અસહાય કેદી નથી, તમારાં મીચાતાં નેત્રોના પલકારા પર હજુ પણ પવિત્રતાનો સુંદર પ્રકાશ ચમકી રહ્યો છે. અને તમારા જાગવાની રાહ જોઇ રહ્યો છે સ્વાર્થ અને પાપની દુઃખમયી ભારે નિદ્રામાં સ્થિર હર્ષ ખોવાતો જાય છે ભુલાતો જાય છે. એ હર્ષનું અનન્ત ગીત અન્ય વાત સાંભળવા જ દેતું નથી અને તેના પુષ્પોની સુગન્ધિ પથિકના હૃદયને આનંદિત કરવા માટે રોકાઇ જાય છે. પરંતુ જ્યારે પાપ અને સ્વાર્થનો ત્યાગ કરવામાં આવે છે. જ્યારે ઇન્દ્રિય સુખને માટે વિષયોમાં આશકત થવાનું છોડી દેવામાં આવે છે, ત્યારે શોકની ધુંધલી છાયા દૂર થઇ હૃદય અજર હર્ષને પ્રાપ્ત થાય છે.

હર્ષ પાપથી ખાલી થયેલા હૃદયમાં ભરાય છે. હર્ષ શાંત સ્વભાવમાં સ્થિર રહે છે, હર્ષનું રાજ્ય પુણ્યાત્માઓ ઉપર આધાર રાખે છે. સ્વાર્થી મનુષ્યોથી તો હર્ષ દૂર નાસે છે. વારંવાર લડાઇ ઝઘડો કરનારા મનુષ્યોને એ છોડી દે છે અને પાપીયોની નજરથી તો તે પડદામાં રહે છે, હર્ષ એ એક એવો સુંદર, કોમળ અને પવિત્ર સ્વર્ગદૂત છે કે જે પુણ્યની સાથેજ વાસ કરે છે. એ સ્વાર્થની સાથે રહેતો નથી એ માત્ર પ્રેમનો સંબંધી છે.

સ્વાર્થની ઇચ્છા જેટલી ન્યુન હોય છે એટલોજ હર્ષ વધુ મળે છે. જોકે હર્ષની પૂર્ણ પ્રાપ્તિ અને લાગલગટ સ્થિરતા તો પુણ્યાત્માઓને ત્યાં જ થાય છે, પરંતુ સર્વ સામાન્ય મનુષ્યોને પણ જે જે ક્ષણે જે જે ઘડીએ તે સ્વાર્થને છોડી દે છે તે તે સમયે હર્ષનો મધુર સ્વાદ ચાખવાનો મળી શકે છે. દરેક સાચા અને સ્વાર્થશુન્ય વિચાર અને કાર્યમાં તે હર્ષ પ્રાપ્ત થાય છે કે જે ક્ષણિક આલ્હાદજનક નથી, જે વિલાસ રૂપ નથી અને જેની પ્રાપ્તિ પછી શોક થતો નથી. દરેક મનુષ્ય જેટલો સ્વાર્થ ત્યાગી હોય છે ટેટલો તેને સાચા આનંદનો લાભ થાય છે. જેટલો તે સ્વાર્થી છે એટલો જ તે દુઃખી છે. જેઓ ખરા અને ભલા મનુષ્યો છે અને જેમણે અહંકાર અને સ્વાર્થ ઉપર વિજય મેળવ્યો છે તેઓ આનંદમાં રહે છે. વળી જીવનના અંતે દુઃખ મળશે એવું કોઇ પણ કહેતું નથી. દુઃખ તો પાપને લીધે જ મળે છે જ્યાં અહંકાર અને સ્વાર્થનો ત્યાગ કરવામાં આવે છે ત્યાં શોક તો જતો રહે છે. હર્ષ તો સત્યના સાક્ષી રૂપ છે. પવિત્ર જીવનમાં પહેલાં જ્યાં દુઃખ બેઠેલું હતું ત્યાં કોમળ દયા બેસી શકે છે. સ્વાર્થનો ત્યાગ કરવાથી મનુષ્યને શરૂઆતમાં દુઃખ જણાશે, પવિત્ર બનવા જતાં ક્લેશ થાય છે, પરંતુ શરૂઆતમાં જ દુઃખ જણાશે. પવિત્ર બની ગયા પછી તો આનંદ જ મળશે.

વિચાર કરો કે પુષ્પ શી રીતે બને છે. પ્રથમ તો એક નાનો સરખો અંકુર માટીના અંધકારમાંથી પોતાનો માર્ગ શોધતો ઉપર પ્રકાશ તરફ નીકળી આવે છે. ફરી તેને પાંદડાં આવે છે. પાન ઉપર પાન આવે છે, અને અંતે પૂર્ણ પુષ્પ તેમાંથી ફુટી નીકળે છે. જેની મધુર સુગંધિ અને પવિત્ર સૌન્દર્યમાં પ્રકૃતિનો પ્રયત્ન સમાપ્ત થાયછે. એ જ પ્રકાર માનવ જીવનનો પણ છે મનુષ્ય પહેલાં સ્વાર્થ અને

અજ્ઞાનતા રૂપી અંધારી કોટડીમાં આંધળાની માફક પ્રકાશને શોધે છે. ફરી પ્રકાશમાં આવે છે. અને ધીરે ધીરે પીડા અને દુઃખ ભોગવતાં છતાં સ્વાર્થને છોડતો ઉપર પ્રકાશમાં આવી શકે છે. અંતે પૂર્ણ પુષ્પની માફક સ્વાર્થશુન્ય અને પવિત્ર જીવનને પ્રાપ્ત કરે છે. અને સર્વને વગર શ્રમે પવિત્રતાની સુગન્ધિ અને આનંદ રૂપી સૌન્દર્ય આપે છે.

ભલા અને પવિત્ર મનુષ્યો પૂર્ણ આનંદી હોય છે. લોકો પછી તેને ન્યાયના દૃષ્ટથી ન્યુનધિક ભલે માને, પરંતુ માનવ હૃદય તો તેને જરૂર સારૂં માને છે. શું લોકો મહાત્માઓ અને દેવોને ઘણાજ આનંદી નથી માનતા? માંસ અને હાડકાંના બનેલા કેટલાક મનુષ્ય શરીરો પણ એ દેવોની માફક પ્રસન્ન રહી શકે છે. આપણે તેમને ઘણી વાર મળી શકીએ છીએ, પણ તેને છોડી આગળ ચાલ્યા જઇએ છીએ. કેમકે તેને મળવામાં આપણે જાતે એટલા પવિત્ર નથી કે એ શરીર ધારી દેવોને અંદરથી ઓળખી શકીએ. જે પવિત્ર છે એજ આનંદ પૂર્ણ છે. પાપથી અને પાપ સાથે લડવાથી અશાંતિ અને દુઃખ થાય છે, પરંતુ સત્યની પરિપૂર્ણતા અને સત્યના માર્ગમાં તો સ્થાયી હર્ષ અને આનંદ પ્રાપ્ત થાય છે.

જયાં સુધી મનુષ્યનું સ્વાર્થ રૂપી ભુસુ દુર થયું નથી ત્યાં સુધી દુઃખ રહે છે. જયારે ભુસામાંથી અનાજના દાણા જુદા કરી લેવામાં આવે છે ત્યારે ભુસુ કુટવાનું મશીનનું કાર્ય સમાપ્ત થાય છે. એવી રીતે આત્મામાંથી રહી સહી અશુદ્ધિઓને ઉડાડી દેવામાં આવે છે, ત્યારે દુઃખની કાર્ય પ્રણાલી સમાપ્ત થઇ જાય છે. પછી તેની કોઇ આવશ્યકતા રહેતી નથી. પછી તો સ્થાયી આનંદ જ પ્રાપ્ત થાય છે. સંસારના બધા મહાત્માઓ અને સુધારકોએ હર્ષની સાથે એક સુસંવાદ સંભળાવ્યો છે. એ સુસંવાદોને સર્વ કોઇ જાણે છે. કોઇ પણ

ભવિષ્યમાં આવનાર આપત્તિ આવતા પહેલાં જ રોકાઇ જવી, રોગ દૂર થઇ જવો. મિત્રો અને સ્નેહીજનો સફળતાથી આવી પહોંચવા, મુશ્કેલીયોને દૂર કરી લેવી, કોઇ પણ કાર્યમાં સફળતા મળવી એ સર્વે સુસંવાદ કિંવા સારી ખબરો છે. પરંતુ મહાત્માઓના સુસંવાદો તો એ છે કે દુઃખીને માટે શાંતિ, જખમીને માટે મલમ, શોકમાં પીડાતાને હર્ષ, પાપીને માટે વિજય, ભટકતાને માટે ઘરનો નિવાસ, દુઃખી અને વિદીર્ણ હૃદયને માટે આનંદ મળવો એ છે. સુંદર પદાર્થ આવતા જન્મે મળશે એમ નહિં, પણ તે અહીંજ આ જન્મમાં તમને મળે છે. જે સ્વાર્થના બંધનને તોડી નાંખે છે તે એ પદાર્થોને પ્રાપ્ત કરી લે છે અને સ્વાર્થશુન્ય પ્રેમની દૈદિપ્યમાન સ્વતંત્રતાના રાજ્યમાં પહોંચી જાય છે.

ઉત્તમોત્તમ ભલાઇને શોધો અને તેને પ્રાપ્ત કર્યા પછી તેનો અભ્યાસ અને અનુભવ કરો. એમાં ઘણુંજ ઉંડા અને મીઠા આનંદનો સ્વાદ મળશે. બીજાઓ માટે વિચાર કરવા, તેમને માટે ચિંતા અને પ્રેમ રાખવાં, તેમની સેવા કરવામાં જેટલા વધુ પ્રમાણમાં તમે લિન થશો એટલોજ આનંદ મળશે. તેથી વધુ નહિં મળે.

નિઃસ્વાર્થતાના દ્વારની અંદર સ્થાયી હર્ષનું મંદિર છે. જે ચાહે તે તેની અંદર પ્રવેશ કરી શકે છે. જે કોઇને સંદેહ હોય તેણે અંદર જઇ જોઇ લેવું કે વાત સાચી છે કે જુઠી? સ્વાર્થ દુઃખ આપે છે. અને નિઃસ્વાર્થ આનંદ આપે છે. એમ આખા સંસારમાં બને છે. એટલુંજ નહિં પણ આપણે જેમની સાથે રહીએ છીએ અને જેને મળીએ છીએ તે પણ આપણી સાથે શુન્યતાથી વધુ સુખી અને સાચા બનશે. અને મનુષ્ય સમાજ સર્વ એક જ છે અને જો એકને સુખ છે તો સર્વને સુખ છે એ જાણી શકશે આપણે સાધારણ રીતે

માર્ગમાં ફુલ વેરવાં જોઇએ, કાંટા ન વેરવા. એટલું નહીં પણ આપણે જેમને શત્રુ સમજીએ છીએ તેના માર્ગમાં પણ આપણે સ્વાર્થ શુન્ય પ્રેમની કળીયો પાથરવી જોઇએ, તેમના ચાલવાથી કળીયો અને ફુલ દબાશે અને પવિત્રતાની સુરભિથી વાયુને ભરી દેશે અને આનંદની સુગંધિથી સંસારને પુષ્ટ કરી શકશે.

## પ્રકરણ ૧૦ મું.

### મૌનનું મહાત્મ્ય.

હે મનુષ્ય તું મૌનને ધારણ કર. મૌન એ જીવનનો મુકુટ છે. પ્રત્યેક દિવસ બહુજ લાંબો હોય છે. અને તેનો વધુ ભાગ આપણે વ્યર્થ વાતો કરવામાં વ્યતિત કરીએ છીએ. વધુ નહિ તો દિવસમાં એક અર્ધો કલાક તો આપણે મૌન સેવવું જોઇએ.

જો તમે તમારા ભાષણને શકિતમાન અને પ્રભાવશાળી બનાવવા ઇચ્છતા હો તો થોડીવારને માટે તમે ચુપ રહો અને ગપ્પાં હાંકવાં છોડી દઇ જ્ઞાન શીખો તથા મૌનના સોનેરી વકતૃત્વનો અભ્યાસ કરો.

**એ. એલ. સામન**

હે આત્મન! તું ચુપ રહે, પ્રજ્વલિત ઉદ્વેગ અને કાર્યની વ્યગ્રતાનો અલ્પકાલને માટે ત્યાગ કરી વિશ્રામ લે. તેમાં લવલિન તથા ઘડીભરને માટે એકાન્તમાં રહેવા માટે ભયભીત ન થા.

**અર્નેસ્ટ ક્રાસબી.**

બુદ્ધિમાન મનુષ્યના ભાષણમાં તો શક્તિ હોય છે જ પરંતુ તેના મૌનમાં એથી પણ વધુ શક્તિ હોય છે. ઉત્તમોત્તમ પુરૂષો જ્યારે જાણીને ચુપ રહે છે ત્યારે આપણને એથી પણ વધુ પ્રભાવ

પૂર્ણ શિખામણ આપે છે. મહા પુરુષોનો મૌન ભાવ હજારો વર્ષ સુધી સ્થિર અને શિક્ષાપ્રદ રહે છે. એક વાચાળ અને વિવાદી વક્તાનાં વચનો હજારો મનુષ્યો સાંભળે છે અને જો કે એ સમયે તે શ્રોતાઓને બહુ રોચક પ્રતીત થાય છે, પરંતુ કાલાન્તરમાં તે બિલકુલ ભૂલાઇ જાય છે. એક મનુષ્યે એક મહાપુરૂષને પૂછ્યું કે: "સત્ય કોને કહે છે?" તો એ સાંભળી મહાત્મા ચુપ રહ્યા તેમનું એ સમયનું મૌન તેમની ગંભીરબુદ્ધિમત્તાના પ્રભાવને સ્પષ્ટ કરે છે. તે મૌન નમ્રતા અને ઉપાલમ્ભથી પરિપૂર્ણ હોય છે. અને જ્યાં સ્વર્ગદૂત પગ મુકતાં ડરે છે ત્યાં મુર્ખ જનો ઘુસી જાય છે." એ કહેવતને સિદ્ધ કરે છે.

બુદ્ધને બ્રહ્મ સંબંધી કેટલાક વિદ્વાનોએ સવાલ પૂછ્યા ત્યારે તે ચુપ થઇ રહ્યા. તેમના મૌનથી તેમને જ્ઞાનથી પણ વધુ શિક્ષણ આપ્યું. અસહનશીલતાથી ભરેલા મનુષ્યો ઇશ્વરો માટે આ નાસ્તિક છે એવા વાદવિવાદ કર્યા જ કરે છે. લોકોએ તો એવા વાદવિવાદમાં ન ઉતરતાં થોડી ઘણી દયા રાખતાં અને શ્રદ્ધા રાખવાનો અભ્યાસ કરવો બુદ્ધિમાને તો સાધારણ નિયમોને જાણી લેવા. ઇશ્વરના સંબંધમાં નકામી કલ્પિત દલીલો કરતા પહેલાં આપણે આપણા વિષયમાં તો કાંઇ જાણી લેવું જોઇએ. નાસ્તિકતા અને મનગમતી સંભાવનાથી વધુ મુર્ખતા અને બુદ્ધિના કાચાપણાનું બીજું કોઇ પ્રમાણસૂચક ચિન્હ નથી. એજ પ્રમાણે આસ્તિકતા અને નમ્રતા જેવું બુદ્ધિ અને આધ્યાત્મિક પરિપકવતાનું બીજું કોઇ લક્ષણ નથી. બુદ્ધિમાન તો શબ્દોનું ઉચ્ચારણ કર્યા વગરજ અથવા મૌનથી જ શિક્ષણ આપી શકે છે. એ મૌનની શક્તિથી મહાપુરૂષોના ઘણા શિષ્યો થઇ ગયા છે. તે દૈવી પુરૂષો ઘણે ભાગે એકાન્તમાં રહે છે અને ઘણું મૌન

સેવે છે. એવા મનુષ્યો મનુષ્ય વાણી સાંભળવાને લાલસુ હોતા નથી કે ઉપદેશ આપવા બહાર નીકળતા નથી. લોકો એની મેળે એમની પાસે જાય છે અને એમની પાસેથી જ્ઞાન શીખે છે. પૂર્વના મહા પુરૂષોનાં જ્ઞાન બુધ્ધમાનોને માટે તો દૂરથી ચમકતા દીવા જેવાં છે, કે જેનો પ્રકાશ તેમને માર્ગ બતાવે છે. કેમકે જે મનુષ્યો પ્રમાણિકતા અને જ્ઞાનને મેળવવાની ઇચ્છા રાખે છે તેમને માત્ર એ જાણવાની ઇચ્છા હોતી નથી કે એ કયારે બોલ્યા અને કયાં બોલ્યા. તેમને તો એ શીખવું જોઇએ કે એ કયારે કયારે મૌનને ધારણ કરે છે અને કઇ કઇ વાતો કરતા નથી. જીભ ઉપર યોગ્ય અધિકાર જમાવી લેવો એ બુદ્ધિમતાનો આરંભ છે અને મગજ ઉપર કિંવા મન ઉપર યોગ્ય અધિકાર મેળવવો એ બુદ્ધિમતાની પરાકાષ્ટા છે. જીભને રોકવાથી મનુષ્ય પોતાના મન ઉપર સંપૂર્ણ અધિકાર મેળવી શકે છે. મુર્ખ મનુષ્યો બડબડે છે, ગપ્પાં હાંકે છે, વિવાદ કરે છે, અને શબ્દ સંગ્રામ કરે છે તે તો એમ માને છે કે મારે જે કરવાનું હતું તે મેં કરી લીધુ છે અને મેં મારા પ્રતિવાદિની જીભ બંધ કરી દીધી છે. તે પોતાની મુર્ખતા ઉપર અભિમાન કરે છે. પોતાનોજ બચાવ કરે છે અને પોતાની શકિતને નિરર્થક પ્રયોગોમાં વિતાવી દે છે. એવા મનુષ્યો તો જેમ કોઇ માળી કાંકરવાળી જમીનને ખોદી તેના ઉપર ઝાડ રોપે તેના જેવા હોય છે.

બુદ્ધિમાન પુરૂષો તો બકવાદ કરતા નથી, ગપ્પાં હાંકતા નથી. વિવાદ કરવાથી બચી જાય છે. તે પરાસ્ત થવામાં સંતુષ્ટ માને છે તેઓ માને છે કે મારો એક દોષ મારા સમજવામાં આવી ગયો કે જેથી મારી બુદ્ધિ ઉન્નત થઇ. તેવા મનુષ્યો ધન્ય છે કે જે ' ઇતિ શ્રી ' કહેવાને માટે ઉત્સુક હોતા નથી, કોઇ મહાપુરૂષે કહ્યું છે કે હું મારી એ

મુર્ખતાને બહુ જ નિંદ્ય સમજું છું. હવે હું વિવાદ કરતો નથી તેમ દોષ દેતો નથી. હું માત્ર ચુપચાપ સાંભળ્યા કરૂં છું. જો કોઇ છેડછાડ કરે ત્યારે ચુપ રહેવું એ આત્માની પરિપકવતા અને સહાનુભૂતિ પૂર્ણ હોવાનું ચિન્હ છે. વિચાર શુન્ય અને દયાહીન મનુષ્ય તો જરાક છેડતાં ઉત્તેજીત થઇ જાય છે. તેના ઉપર જરાક પણ આક્ષેપ કરવામાં આવે તો તેની બુદ્ધિનું ત્રાજવું બગડી જાય છે. મહાપુરૂષોનાં આત્મદમન કાંઇ કૌતુક કે કરામત રૂપ નથી હોતાં, પણ તેમની પરિપકવતાનાં પુષ્પ અને તેમની બુદ્ધિમતાના કેન્દ્રરૂપ હોય છે. મહાપુરૂષો વિવાદ કરતા નથી, બુદ્ધ ભગવાન શાસ્ત્રાર્થ કરવા આવનાર આગળ ચુપ રહેતા, અને એમના મૌનની અસીમ શકિતની અને તેમના યથાર્થ મહત્ત્વની શાંત પ્રતિમાની ઝલક દેખાતી હતી.

મૌની મનુષ્ય જ શકિતમાન છે. વારંવાર બોલ બોલ કરનારા, વાદવિવાદ કરનારા મનુષ્યોના શબ્દોમાં પ્રભાવ હોતો નથી. તેમની આધ્યાત્મિક શકિતયોનો બહુ બોલવાથી વ્યય થઇ જાય છે. જયારે કોઇ એંજીનની શકિતનો ઉપયોગ કરવાનો હોય ત્યારે તેનો કારીગર તો પ્રથમ તે એંજીનની શકિતનો સંચય કરી લે છે. બુધ્ધિમાન મનુષ્ય પણ એ એંજીન ચલાવનાર કારીગરની માફક પોતાના મગજની શકિતઓને એકત્રિત કરીને તેનો સંચય કરી લે છે. કેમકે જયારે તેનો જ્યાં યોગ્ય પ્રયોગ કરવો હોય ત્યાં સમય આવ્યે કરે છે અને તે વડે પોતાના આવશ્યક કાર્યને સિદ્ધ કરે છે.

મૌન એ ખરી શકિત છે. સાધારણ રીતે કહેવત છે કે જે કુતરૂ ભસે છે તે કરડતું નથી. પણ જે ભસતું નથી તે કરડે છે. ઘણા સારા કુતરાઓ તો બીલકુલ ભસતાજ નથી. તે ચુપચાપ બેસી રહે છે પણ જયારે કામ પડે છે, ત્યારે પોતે ચુપચુપ બેસી રહી જે શ-

કિતનો સંચય કર્યો હોય છે, તેનો ઘણીજ પ્રબળતાથી ઉપયોગ કરે છે. જો કે એ કુતરાનું જ્ઞાન હલકા પ્રકારનું છે તો પણ જ્ઞાનથી એ નિયમ તો સિદ્ધ થાય છે. સાધારણ રીતે બહુ બોલ બોલ કરનારા, ગપ્પાં હાંકનારા ઘણે ભાગે દરેક કાર્યમાં નિષ્ફળ જ નીવડે છે પોતાના મુખ્ય ઉદ્દેશથી તેનું ધ્યાન વિભકત થઇ જાય છે. અને તેની આંતરિક શકિતઓનો તો આત્મશ્લાઘામાંજ વ્યય થઇ જાય છે. તેનું મનોબલ, તેનું કાર્ય તો તે કાર્યના આગામી ઉપહારની લાલચમાં વ્હેંચાઇ જાય છે. જેમ કોઇ સેનાપતિ પોતાની સેનાને એક સ્થળે એકઠી ન કરતાં જુદા જુદા સ્થળે વ્હેંચી દે તે પ્રમાણે તે મનુષ્ય કામ કરે છે, તે મનુષ્ય તો જેમ કોઇ ઇંજીનીયર વધારાની શકિતને બહાર કાઢવાના પેચને ખુલ્લો મુકી કામમાં આવનાર વરાળને નકામી બહાર કાઢી નાંખે છે તેના જેવા છે. વિનયી. મૌન રહેનાર અને ઉદ્યોગી પુરૂષજ કાર્ય કુશળ હોય છે. તે પોતાના આત્માભિમાન અને સ્વયં આત્મશ્લાઘાથી બચી પોતાની સઘળી શકિતઓનો કાર્યની સફળતાથી સિદ્ધ કરવામાં ઉપયોગ કરે છે. વાતોડા મનુષ્યો પોતાની શકિતની પ્રશંસામાં જેટલો સમય વિતાવે છે તેટલો જ સમય કાર્યાર્થી પોતે પોતાના કાર્યને જલ્દી સંપૂર્ણ કરી લે છે. સાધારણ નિયમ એવો છે કે વિભકત શકિત તો સદા સુરક્ષિત એકત્ર કરેલી શકિતના અધીન રહે છે. વાતોડા અને આત્મશ્લાઘા કરનાર મનુષ્યનો જે નમ્ર અને જ્ઞાન રહે છે તેનો મનુષ્યો સદા પરાજય કરે છે.

જ્ઞાનમાં ઘણી શકિત છે. એક કુશળ વ્યપાર કરનાર મનુષ્ય પોતાના વિચારો અને કાર્યોને ઠેકાણે ઠેકાણે કહેતો ફરતો નથી જો તે પોતાની સફળતાથી મુગ્ધ થઇ આમ તેમ તે વાતો કહેતો ફરશે તેમ તે સફળતામાંથી જરૂર નીચે ગબડી પડશે. આધ્યાત્મિક પ્રભાવવાળો

મનુષ્ય પોતાની આંતરિક સફળતાના વિષયમાં કોઇને કાંઇ પણ વાત કરતો નથી જો તે તેવી વાત બીજાને કહેતો નથી. તેની આધ્યાત્મિક શકિત અને પ્રભાવ ઘટી જાય અને તે શકિતહીન થઇ જાય છે સફળતા પછી તે વ્યાવહારિક હો કે ધર્મ સંબંધી હો અથવા તો માનસિક હો કે શારીરિક હો તો પણ તે ધૈર્ય પૂર્ણ જ્ઞાન, દૃઢ વિચાર અને મનોબળની સેવિકા છે. ઘણા બળવાન મનુષ્યો કોલાહલ નથી મચાવતા મહત્પ્રભાવશાળી મનુષ્યો જ્ઞાનથી કાર્ય કરે છે.

જો તમે બળવાન, અને સ્વાવલંબની થવા ઇચ્છા રાખતા હોતો મૌનની ઉપયોગીતા અને શક્તિને શીખો. તમારા વિષયમાં વતો ન કર્યા કરો. સંસાર પોતેજ જાણી જાય છે કે મિથ્યાભિમાની બળહીન અને શુન્ય હોય છે અને એ માટે તે પોતાનાં ગપ્પાં હાંકવાને માટે તૈયાર રહે છે. તમારે જે કાંઇ કરવાનું હોય તે વિષયમાં પહેલાંથી વધુ વાતો ન કર્યા કરો, પરંતુ એ કામને કરી બતાવો. તમારી શક્તિનો બીજાની કાર્ય પ્રણાલિની ટીકા કરવામાં, અથવા તો તેની નિન્દા કરવામાં વ્યય ન કરો. પરંતું તમારા કામને સારી રીતે પૂણ કરવામાં લગાડો. ખરાબ રીતે કરેલુ કામ પણ જો ઉત્સાહ અને વિનયથી કરવામાં આવે તો તે બીજાનાં કાર્યો માટે ટીકા કરવા કરતાં સારાં છે. તમે બીજાઓના કાર્યોની નિન્દા તો કરો છો, પણ તમારા કાર્યની ખબરજ નથી રાખતા. જો બીજાઓ પોતાના કામને સારી રીતે ન કરતા હોય તો તેને મદદ કરો અને તમારૂં કાર્ય સારી રીતે કરી બતાવી તેના ઉદાહરણ રૂપ બનો. તમે બીજાની નિન્દા કરો નહિં, એટલે બીજાઓ તમારી નિન્દા નહિં કરે. જો તે તમારા ઉપર આક્રમણ કરે તો તમે ચુપ થઇ જાઓ, અને એ પ્રકારે તમે તમારા સ્વભાવ ઉપર વિજય મેળવો જેથી વગર બોલ્યે બીજાને શિખામણ આપી શકશો.

પરંતુ યથાર્થ જ્ઞાન એ જીભને બંધ રાખવી એ નથી પણ મનને શાંત રાખવું એ છે. તમે કદાચ જીભતો બંધ રાખો પણ મનને અસ્થિર અને ધકધકતું રાખો તો એવું જ્ઞાન નિર્બળતાનું ઔષધ અને શક્તિનો ઉપાય હોઇ શકતું નથી. જ્ઞાન જ્યારે મગજ અને હૃદયમાં પૂર્ણ વ્યાપ્ત રહે છે ત્યારે તે શક્તિશાલી બને છે મન શાંત હોવું જોઇએ મનુષ્ય પોતે પોતાના ઉપર જેટલો વિજય મેળવે છે એટલોજ તે વિસ્તૃત, ગંભીર અને સ્થિર જ્ઞાનને પ્રાપ્ત કરી લે છે. જ્યાં સુધી ક્રોધ, લાલસા, દુઃખ આદિ મનમાં ઉપદ્રવ ઉત્પન્ન કરતાં રહે છે ત્યાં સુધી જ્ઞાનની પવિત્ર અને ગંભીર ઉંડાઇ પૂર્ણતા પ્રાપ્ત કરી શકતી નથી. બીજાઓનાં વચનો અને કાર્યોથી જ્યાં સુધી તમને દુઃખ લાગે છે, ખોટું લાગે છે ત્યાંસુધી એમ સમજવું કે હજુ તમે નિર્બળ અપવિત્ર અને આત્મદમન રહિત છો. એ માટે અભિમાન, અહંકાર અને સ્વાર્થ ઇત્યાદિ અશાંત ઉત્પન્ન કરનાર પ્રભાવોને તમારા હૃદયમાંથી બહાર કાઢો કે જેથી તમારી અંદર લેશ માત્ર પણ ક્રોધ રહે નહિં. અને કોઇ નિંદા કે ખરાબ કામ તમારી સ્વચ્છ શાંતિને ન હલાવી શકે. મજબુત મકાન પર વાયુનો પ્રચન્ડ વેગ વાયા કરે તો પણ તેને કાંઇ કરી શકતો નથી અને તેની અંદર રહેનાર મનુષ્ય શાંતિ અને સુખથી ઘરમાં રહી શકે છે, એ પ્રકારે જે બુદ્ધિરૂપી દૃઢ મકાનમાં બેસી રહે છે તેને કાંઇપણ આપત્તિ આવતી નથી. આત્મદમન અને શાંતિથી તે આરામથી વિશ્રાંતિ લઇ શકે છે. માત્ર જીતેન્દ્રિય મનુષ્ય જ આ મહત જ્ઞાનને પ્રાપ્ત કરે છે.

લોકો સમજે છે કે કોઈની સાથે જ્યાંસુધી ધામધુમથી વાતજ કરવામાં આવે અને એ માટે આંદોલન અથવા કોલાહલ ન મચાવવામાં આવે ત્યાં સુધી તે કાર્ય સિદ્ધ થઈ શકતું નથી પણ એમ

સમજવું એ ભૂલ છે. વ્યર્થ ભાષણ કરનારા, શાંત વિચાર કરનારા અને ગુપચુપ કાર્ય કરનારા મનુષ્યોને કેટલાક નકામા સમજે છે. તે વિચાર કરે છે કે: ગુપચુપનો અર્થ કાંઇ ન કરવું, અને જલ્દીથી કામ કરવું, ચંચળતા રાખવી. લાગલગાટ બોલ્યા કરવું એનું નામ ખુબ કામ કરવું એ છે. પરંતુ વિચારશીલ અને કાર્યકુશળ મનુષ્ય વાસ્તવિક અને સફલ કાર્ય સંપાદક છે. તેના કાર્યના વિષયનું મુળ તેના મર્મ અને તાત્પર્યને સમજી કામ કરવું એ છે. જેવી રીતે પ્રકૃતિ જ્ઞાનવૃત્ત અને અદભુત રસાયન દ્વારા પૃથ્વી અને વાયુના અનધડ તત્વોથી વૃક્ષનાં કોમળ પાન, સુંદર પુષ્પ, સ્વાદિષ્ટ ફલ અને બીજા હજારો સુંદર આકારો રચે છે. એ પ્રકારે જ્ઞાની અને અર્થ સાધક કાર્ય કર્ત્તા મનુષ્યની પ્રણાલિયોને અને પૃથ્વીના સ્વરૂપને પોતાની શાંત શકિતના બળ અને ચમત્કારથી બદલી શકે છે. તે વસ્તુઓની પરિવર્ત્તનશીલ અને અપ્રાકૃતિક સ્થિતિ સાથે નથી રમતા, પરંતું તેના આંતરિક મર્મ સુધી પહોંચે છે. ત્યાં પહોંચી કાર્ય કરે છે અને અંત સમય પાસે આવતાં જ્યારે મૃત્યુ તેના સ્થુલ શરીરને સંસારમાંથી હટાવી દે છે ત્યારે પણ તેના ગુપ્ત અને અમર પરિશ્રમોનાં ફળ સંસારને સુખી અને હર્ષિત બનાવી દે છે. પરંતું વ્યર્થ બોલ બોલ કરનારા મનુષ્યનાં વચનો ઘણાં જ જલ્દી નષ્ટ થઇ જાય છે. શબ્દોના ખેતીમાં ફળ લાગતાં નથી.

જે પોતાની માનસિક શકિતયોને એકત્ર કરી સંચાર કરે છે તે પોતાની શારીરિક શકિતયોને પણ એકત્ર કરી રાખે છે. બળવાન, શાંત અને જ્ઞાની મનુષ્ય શીઘ્રગામી, ચંચળ અને કોલાહલ મચાવનાર મનુષ્ય કરતાં વધુ જીવે છે. અને ઉત્તમ આરોગ્યને ભોગવે છે. શાંત અને વિનયી, સુસંગતિનું સેવન કરનાર મનુષ્યજ શારિરિક સુખને ભોગવે

છે. જ્ઞાન એ આત્મદમનનું ફળ છે. મનુષ્ય જેટલો વધુ સ્હેલાઇથી પોતે પોતાને જીતે છે તેટલોજ તે શાંતિ અને જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે. તે સ્વાર્થ પૂર્ણ વિલાસો ભોગવવાની લાલસા રાખતા નથી પણ કોઇ નિમિત્ત કે ઉદ્દેશને સિદ્ધ કરવાની ઇચ્છા રાખે છે. તે સંસારના બહારના ઝઘડાઓથી દૂર રહે છે પરંતુ શાંતિના આંતરિક આનંદને મેળવી શકે છે. જ્યારે તે કાંઇ બોલે છે ત્યારે તે કોઇ અર્થ કે ઉદ્દેશ માટેજ બોલે છે, અને જ્યારે જ્ઞાન રહે છે ત્યારે પણ તેનો કાંઇક અર્થ અર્થાત ઉદ્દેશ તો હોય છેજ. તે કોઇને દુઃખ થાય કે ખોટું લાગે એવાં વચનો મુખમાંથી કહાડતાજ નથી. તે ક્લેશ પશ્ચાતાપ ઉત્પન્ન થાય તેવાં કાર્ય કરતા નથી. સારાં કાર્યોને કહેતાં અને કરતાં તેમનાં અંતઃકરણ શાંત રહે છે અને તેના બધા દિવસો આનંદમાં વ્યતિત થાય છે.

## પ્રકરણ ૧૧ મું.

### એકાન્ત વાસનું અજ્ઞાન ફળ

જ્યારે સ્વર્ગ તમારી નિકટ છે ત્યારે પર્વતોપર ચઢવાનો શા માટે પરિશ્રમ કરો છો ? મહાપુરુષો એકાન્તમાં બેસી વિચાર કરે છે અને પોતાની એક તાર થયેલી દૃષ્ટિથી આકાશના જે તારાઓ રાત્રે સુશોભિત જણાય છે તેને બપોરે પણ જોઇ શકે છે. એ આધ્યાત્મિક એકાન્તથી પ્રાપ્ત થાય છે પછી બહારની વસ્તુઓમાં શા માટે શોધ્યા કરો છો ?

વ્હીટીયર

જ્ઞાનના સમયે જ્યારે ઇન્દ્રિયો શાંત રહે છે તે વખતે તમે તમારા હૃદયમાં બુદ્ધિનો ભંડાર ભરી લ્યો.

વર્ડ્સવર્થ

મનુષ્યનું પ્રધાન અસ્તિત્વ આંતરિક, અદષ્ટ અને આધ્યાત્મિક છે અને એ કારણથી એ પોતાનું જીવન અને બળ બહારથી નહિં પણ અંદરથી પ્રાપ્ત કરે છે, બહારની વસ્તુઓ તો એક પ્રકારના નહેરો જેવી છે કે જે વડે આ અસ્તિત્વની શક્તિયોનો વ્યય થાય છે. એ ખર્ચાયલી શક્તિયોને નવી કરવા માટે અંદરના મૌનને આશ્રય લેવો પડે છે. મનુષ્ય જેટલો આભ્યંતરિક મૌનને ઇન્દ્રિયોના કોલાહલ યુકત વિલાસમાં ડુબાવે છે અને બહારના પદાર્થોના સંઘર્ષમાં લિપ્ત રહેવાનો યત્ન કરે છે, તેટલોજ તે કલેશ અને દુઃખનો અનુભવ કરે છે. તે એટલે સુધી કે અંતે એથી થાકી તે અભ્યતંરમાં વિશ્રામ આપનાર શાંત એકાન્તમાં જઇ ઠરે છે.

જેમ શરીર નર્યું ભુસું ખાઇ જીવી શકતું નથી એ પ્રકારે આત્મા પણ માત્ર ભોગવિલાસો ઉપર આધાર રાખતો નથી, જો શરીરને બરોબર અહાર ન મળે તો તે વ્યકુળ થઇ અન્ન પાન માટે બુમો પાડયા કરે છે, એ જ સ્થિતિ આત્માની છે. એને પણ એકાન્તમાં સ્વચ્છ અને પવિત્ર વિચારોનો આહાર આપવાની જરૂર છે. નહિંતો એની નવીનતા અને શક્તિ નષ્ટ થઇ જાય છે. અને અંતે એ ભુખથી દુઃખિ થઇ પોકારવા લાગે છે, પ્રકાશ અને આશ્વાસનને માટે જે દુઃખી આત્માની ઉત્કટવાસના હોય છે, તે આત્માની ભુખ કે તરસને માટે આર્ત્તપોકાર છે એમ માનો. બધા દુઃખ અને કલેશ એ આત્માનું ભુખે મરવું એ છે અને જ્ઞાન અને પ્રકાશની ઇચ્છા કરવી એ તેને અહારને માટે પોકાર કરવો એ છે. કપૂત પુત્ર જયારે બહાર જઇ પોતાના ધનને નષ્ટ કરી ભૂખે મરવા લાગે છે ત્યારે પોતનું મુખ પિતના ઘર તરફ કરે છે એવી દશા આત્માની છે.

ઇન્દ્રિય લોલુપતામાં આત્માનું પવિત્ર જીવન બનતું નથી. ઇન્દ્રિ-

યોને એ ઇચ્છા રહે છે કે આપણને વધુ ભોગ મળે તે શાંત રહેતી નથી. બહારનો આનંદ કોલાહલ, ચંચળતા, થાક અને નિર્બળતા ઉત્પન્ન કરે છે. માનસિક શક્તિયોને જે હાનિ થાય છે તે ફરી આભ્યંતરિક એકાન્તમાં પુરી કરવામાં આવે છે. જેવી રીતે મહેનત કર્યા પછી ફરી શક્તિ પ્રાપ્ત થાય તે માટે શરીરને વિશ્રામ લેવાની જરૂર પડે છે એવી રીતે આત્માને પણ પોતાની શક્તિયોને ફરી યોગ્ય કરવા માટે એકાન્તમાં વિશ્રામ લેવાની જરૂર છે. જેવી રીતે સ્થૂલ શરીરના આરોગ્ય માટે નિદ્રાની જરૂર હોય છે, તેવીજ રીતે મનુષ્યના સૂક્ષ્મ શરીરના આરોગ્યને માટે એકાન્તના જરૂર છે. શરીરને વ્યાયામની જેટલી જરૂર છે તેટલી જ જરૂર પવિત્ર વિચાર કિંવા ધ્યાન કે જે એકાન્તમાં સાધી શકાય છે તેની આત્માને માટે જરૂર છે. જેમ શરીર આવશ્યક વિશ્રાંતિ અને નિદ્રા વગર બગડે છે તેવી રીતે આત્મા પણ આવશ્યક શાંતિ અને એકાન્ત વગર મુઝાય છે. આધ્યાત્મિક આસ્તિત્વની ગણનાથી મનુષ્ય જ્યાં સુધા સમયે સમયે નાશવંત પદાર્થોના બહારના સંસારથી પ્રથક થઇ આંતરિક એકાન્તની સ્થિર અને અમર વાસ્તવિકતાઓનું સેવન કરતો નથી ત્યાં સુધી પોતાની ધાર્મિકતા અને શક્તિને સ્થિર રાખી શકતો નથી. ધર્મથી ચિત્તને જે શાંતિ મળે છે તે એકાન્તમાં જે મળે છે. ધર્મ વિધિ અનુસાર એકાગ્રતાપૂર્વક સંસારિક ખટપટને છોડી ધ્યાન ઉપાસના આદિ કરવાં, એ મનુષ્યને પોતાને વખતો વખત આધ્યાત્મિક શાંતિમાં મન જોડવા તેમ ઉન્નત તેમ પવિત્ર વાસનાઓમાં ધ્યાન આપવાનું શિખવાડે છે. જેની અંદરની જગાડનાર કામનાઓ તો તેની પાસે જે કાંઇ છે, તેથી પણ ઉન્નત અને યોગ્ય વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે શોધ કરી રહી છે, પરંતુ જે પોતાના મનને કદી એકાન્તમાં સ્વચ્છ

અને અધીન બનાવવાનું શીખ્યા નથી એવા મનુષ્યોને લૌકિક વિધિ-ચોની મદદની ઘણીજ જરૂર હોય છે પરંતુ જેણે આત્મદમનને માટે પોતે પોતાને હાથમાં લઈ લીધો છે, જે પોતાની ઇન્દ્રિયોને વશ કરવાને માટે એકાન્તનું સેવન કરે છે અને પોતાના મનને સફળતા પૂર્વક વાળી શકે છે એવા મનુષ્યને પુસ્તક, ધર્મગુરુ કે મદિ‌ની જરૂર નથી પડતી. મંદિર આદિ પવિત્રાત્માના આનંદ વિહારને માટે નહિ પણ પાપી મનુષ્યોના ઉદ્ધાર માટે છે.

મનુષ્ય જીવનની મૂશ્કેલીયો અને લાલસાઓની સામે થવા માટે, શાંતિ, તેને પરાસ્ત કરવાને માટે જ્ઞાન અને એના પર અધિકાર મેળવવા માટે બુદ્ધિ એનો એકાન્તમાં સંચય કરી લે છે. જેવા રીતે કોઇ પણ મકાનનો પાયો તે મકાનને સુરક્ષિત રાખી ટકાવી શકે છે, છતાં તે જમાનમા અદૃષ્ટ હોય છે એ પ્રકારે મનુષ્ય પોતે એકાન્ત-વાસમાં ઉત્પન્ન કરેલા તીવ્ર અને ગહન વિચારોદ્વારા જે શારીરિક નેત્રોથી જોઇ શકાતી ‌થી તે શકિત અને શાંતિને સ્થિર રાખે છે.

એકાન્તમાજ મનુષ્ય પોતે પોતાને ઓળખી શકે છે અને પોતાના યથાર્થ સ્વભાવ અને પ્રાકૃતિક શકિત અને જ ભાવનાને જાણી શકે છે. સંસારના કોલાહલમાં અને પરસ્પર વિરૂદ્ધ ઇચ્છાઓના રમખાણની વચ્ચે આત્માના વાણી સંભળાતી નથી. એકાન્ત વગર આધ્યાત્મિક ઉન્નતિ થઇ શકતી નથી. ઘણા એવા મનુષ્યો પણ છે કે જે પોતે પોતાના ઉપર તીવ્ર દૃષ્ટિ નાંખતાં ગભરાય છે અને પોતાના આંતરિક સ્વરૂપને પૂર્ણ રીતે જાણવાથી ભયભીત થઇ જાય છે તે એવી વાતથી ડરે છે કે એકાન્તમાં પોતાના વિચારો સિવાય બીજાની સાથે રહેવું પડતું નથી અને તેને પોતાની વાસનાઓ-ભૂત પ્રેતોની માનસિક છાયા ઉપસ્થિત અને દૃષ્ટિગત થવાનો ભય રહે છે. એથી તેઓ જ્યાં ત્રિનો-

દનો નાદ તીવ્રસ્વરથી સંભળાતો હોય અને જ્યાં સત્યો ધિક્કારનારી વાણી તેમને કોલાહલમાં ડુબાવે એવી જગ્યાએ જાય છે. પરંતુ જે સત્યમાં સ્નેહ રાખે છે, જે બુદ્ધિમતાની ઇચ્છા રાખી તેની શોધ કરે છે તેવા મનુષ્યો એકાન્તમાં ઘણું રહેછે. તે પોતાના સ્વરૂપમાં સંપૂર્ણ રીતે સ્વચ્છતાપૂર્વક જોઇ કોલાહલ અને જુદા આનંદનાં સ્થાનોથી દૂર રહેશે અને જ્યાં સત્યની મધુર અને કોમલ વાણી તેની અંદરથી બોલી શકે અને સંભળાય એવા સ્થળે જશે.

મનુષ્ય સંગતિને માટે બહુ ફરે છે અને નવીન આલ્હાદો અને ઉત્તેજનાઓને બહુ જ શોધે છે. પરંતું શાંતિને ઓળખતા નથી. વિનોદના ઘણા માર્ગોમાં તે સુખને શોધે છે પણ તે વિશ્રાંતિને મેળવી શકતા નથી. નાના પ્રકારના હાસ્ય અને પૂર્ણ પ્રલાપો દ્વારા તે આનંદ અને જીવનની પાછળ ભટકે છે, પરંતું શોકાતુર રહી અસૂયાઇજ કરતા રહે છે. મૃત્યુથી નથી બચતા. સ્વાર્થ પૂર્ણ આલ્હાદોની શોધમાં જીવન સમુદ્રપર વ્હેતો મનુષ્ય સમુદ્રના પ્રચંડ વાયુ વેગમાં અર્થાત તોફાનમાં ફસી જાય છે. પછી ઘણી ઠોકરો ખાઇ ક્લેશ ભોગવી તે રક્ષણની ટેકરી ઉપર પહોંચે છે. જે તેના પોતાના અસ્તિત્વના ગંભીર મૌનમાં વર્ત્તમાન છે.

મનુષ્ય જ્યારે બહારના ઉદ્યોગ અને પરિશ્રમમાં જોડાયલો રહે છે ત્યારે તેને પોતાની આધ્યાત્મિક શક્તિો પુનઃ પુષ્ટ કરવાને માટે એકાન્તમાં ધ્યાન કરવું પડે છે. એમ કરવું એટલું આવશ્યક છે કે જે એનાથી વિમુખ રહે છે તે પ્રથમ તો જીવનના સત્ય જ્ઞાનને પ્રાપ્ત જ નથી કરતા અને જે કરે છે તે પણ ફરી ખોઇ દે છે. તે સુક્ષ્મ અને ઉંડાં મુળ નાંખેલાં પાપોને યથાર્થમાં સમજી જાય છે કે જે બહારથી પુણ્યરૂપ જણાય છે, અને ઉચ્ચકોટિના બુદ્ધિમાન

મનુષ્યો સિવાય બીજા તેના બલિરૂપ બને છે.

સાચી મહત્તા તો એ મનુષ્યમાં હોય છે કે જે અંતર્ધ્યાનની નિસ્તબ્ધ ઘડીયોમાં નમ્ર ભાવથી પોતે પોતાના પર સંદેહ અને શ્રદ્ધા બંન્ને રાખે છે. જે હંમેશાં બહારની ઉ-તેજનાઓમાં ફસ્યા રહે છે તે નિરાશા અને શોકમાં પડયા રહે છે. જેમનામાં જગતના વિલા-સોનો નાદ બહુ પ્રબલ હોય છે, તેમનામાં હૃદયશુન્યતા ઘણી તીવ્ર અને ઉંડી હોય છે. જેમનું બધું જીવન વિલાસોની લાલસામાં તો નહિં પરંતું સાંસારિક વ્યગ્રતામાં ફસાયલું રહે છે, જે દૃષ્ટિ પદાર્થોના પરિવર્ત્તનશીલ દૃશ્યની સાથેજ પોતાનો સંબંધ માને છે, અને જે એકાન્ત વાસની મદદ લઈ સ્થિર અસ્તિત્વના આંતરિક અને અદૃષ્ટ સંસારને જોતા નથી તે મનુષ્ય પણ જ્ઞાન અને બુદ્ધિને મેળવી શકતા નથી અને શુન્ય હૃદય રહે છે. તેઓ સંસારને મદદ નથી કરી શકતા, અને પોતાની યોગ્ય કામનાઓનું બલિદાન આપી શકતા નથી. કેમકે તેમની પાસે બલિદાનમાં આપવાની કોઇ વસ્તુ છેજ નહિં. તેમનો આધ્યાત્મિક ભંડાર શુન્ય છે. પરંતું જે વસ્તુઓની સત્યતાના નિર્ણયને માટે એકાન્તને ઇચ્છે છે, જે પોતાની ઇન્દ્રિયોને આધિન રહેલી પોતાની ઇચ્છાઓને શાંત કરે છે, તે મનુષ્ય દિન પ્રતિદિન જ્ઞાન, અને બુદ્ધિનો સંચય કરે છે. તે સંસારને મદદ કરી શકે છે અને સત્યના સ્વરૂપથી પૂર્ણ થઇ રહે છે. કેમકે તેમનો આધ્યાત્મિક ભંડાર પુષ્કળ હોય છે.

મનુષ્ય જયારે અંદરના પ્રદેશમાં ધ્યાનમગ્ન રહે છે, તે સમયે તેને જ્ઞાન અને બુદ્ધિ પ્રાપ્ત થાય છે. તે પુષ્પની સાફક સત્યના સર્વ વ્યાપક પ્રકાશની તરફ પોતે પોતાને વિકસિત રાખે છે, જીવન પ્રદાન કરનાર રશ્મિયોને પ્રાપ્ત કરે છે અને તેનું પાન કરે છે. તે જ્ઞાનના

અજરઝરણાની પાસે જાય છે અને તેના જળથી પોતાની તરસ છીપાવે છે. એવા મનુષ્ય એકાગ્ર ધ્યાનથી એક કલાકમાં જેટલું વધુ સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી લે છે તેટલું એક વર્ષ સુધી પુસ્તકો વાંચવાથી પ્રાપ્ત કરી શકતા નથી. અસ્તિત્વ અપરિમિત છે, જ્ઞાન અનન્ત છે, અને તેનું ઉદ્દગમ સ્થાન અખુટ છે. તે પોતાના અસ્તિત્વની આંતરિક ગંભીરતા પર વિશ્વાસ રાખે છે. તે સ્વર્ગીય વિવેકના કદાપિ પણ નહિં સુકાનાર ઝરણાના જળથી અજરતાનું પાન કરે છે.

પ્રતિભાશાળી તો એ છે કે જે અસ્તિત્વની વાસ્તવિકતાઓની સાથે સંયોગ કરવાનો સ્વભાવ પાડી દે છે. અને જીવનના જળનું શાશ્વત ઉદ્દગમ સ્થાન પર વારંવાર પાન કરે છે. કુશાગ્ર બુદ્ધિના સચયના પ્રકાર અખુટ અને અસંખ્ય છે. કેમકે તે સર્વ વ્યાપક અને પ્રાથમિક દ્વાર રૂપ છે અને એ કારણથી કુશાગ્ર બુદ્ધિ બીજાઓને જેટલું વધુ જ્ઞાન આપે છે એટલું જ તે સ્વયંપૂર્ણ હોય છે. તેનું દરેક કાર્ય સંપૂર્ણ થતાં તેનું મગજ વિસ્તૃત અને વર્દ્ધિંગત થાય છે. તે વસ્તુઓના મર્મ સુધી પહોંચે છે અને શકિતની વધુમાં વધુ સીમાને જુએ છે. કુશાગ્ર બુદ્ધિવાળા જ્ઞાનથી પૂર્ણ રહે છે. તે અન્ત અને અંતના અંતરને એક કરી લે છે. તેને માટે સાધારણ સહાયક પ્રયોગોની જરૂર હોતી નથી તે માત્ર એ સર્વવ્યાપક ઝરણામાંથી પોતાના જ્ઞાનરૂપી જળને ખેંચી લે છે કે જે દરેક યોગ્ય કાર્યના દ્વારરૂપ છે. કુશાગ્ર બુદ્ધિ અને સાધારણ મનુષ્યોમાં એ અંતર છે. તે આભ્યંતરિક યથાર્થતામાં વાસ કરે છે અને સાધારણ મનુષ્યો બહારના દૃશ્યમાં રહે છે. સાધારણ મનુષ્યો તો વિનોદને માટે ભટકે છે અને તે બુદ્ધિના સંચય કરવા માટે ફરે છે. તે પુસ્તકો ઉપર આધાર રાખે છે અને બીજો પોતાના આંતરિક અસ્તિત્વ પર આધાર

રાખે છે. પુસ્તકીયું જ્ઞાન સારૂં છે. પરંતુ તેની યથાર્થ આવશ્યકતા સમજી લેવી જોઇએ બુદ્ધિનું સંચય દ્વારતો સ્વયં જીવનમાંજ છે અને તે અભ્યાસ અને અનુભવથી પ્રાપ્ત થાય છે.

પુસ્તકો આપણને સમાચાર આપે છે, પરંતુ તે જ્ઞાન આપતાં નથી, તે આપણી જ્ઞાન પ્રાપ્ત કરવાની ગતિને તેજ કરી શકે છે, પરંતું જ્ઞાન સંપાદન કરાવી શકતાં નથી. એ માટે તો આપણે જાતે મહેનત કરવી જોઇએ. જે મનુષ્યો માત્ર પુસ્તકો ઉપર આધાર રાખે છે અને પોતાની અંદરના જ્ઞાનરૂપી સંચયદ્વાર સુધી પહોંચતા નથી તેમનો શ્રમ વ્યર્થ છે, જલ્દી થાકી જાય છે. તેઓ જ્ઞાનને પડદા પ્રતિ આકર્ષિ શકતા નથી. તે પોતાના સમાચારોના ભંડાર સુધી તો પહોંચી શકે છે પરંતું વળી તે શુન્ય થઇ જાય છે અને તે સમાચારો ની વારંવાર આવૃત્તિ કર્યા કરે છે. તેમના કાર્યમાં જીવનની મધુર સ્વચ્છંદતા અને નવીનતા રહેતી નથી એવા મનુષ્યો જ્ઞાન પ્રાપ્તિના અનંત માર્ગોમાંથી પોતે પોતાને દૂર રાખે છે અને તે જીવનની સાથે નહિં પણ મૃત યા નાશવાન દશ્યોની સાથે પોતાનો વ્યવહાર રાખે છે. સમાચાર સમાપ્ત થઇ જાય છે, પરંતુ જ્ઞાન સમાપ્ત થતું નથી. ચમત્કૃત બુદ્ધિ અને મહત્વની પ્રાપ્તિ એકાન્તમાં પુષ્ટ, વિકસિત અને સંપૂર્ણ થાય છે.

સાધારણમાં સાધારણ મનુષ્ય પણ જો એકાન્તમાં પોતાની શકિતયો અને મનોબળને સંકલિત કરીને પોતાના સુયોગ્ય ઇષ્ટ કર્મ પર વિચાર કરી તેની તપાસ કરે તો તે પોતાની ઇષ્ટ કામનાઓને સિદ્ધ કરી લે છે અને કુશાગ્ર બુદ્ધિના બની જાય છે. જે મનુષ્ય સાંસારિક વિનોદોનો ત્યાગ કરી સર્વજનપ્રિયતા અને પ્રશંસાથી મુખ ફેરવી માનવ જાતિના હિત માટે કોઇ મહત્વના આદર્શને

સંપૂર્ણ કરવા માટે એકાન્તમાં વિચાર અને કાર્ય કરે છે, તે ભવિષ્ય દર્શી અને સિધ્ધ થઇ શકે છે જે મનુષ્ય પોતાના હૃદયને મધુર, પવિત્ર, સુંદર અને શ્રેષ્ટ બનાવતો રહે છે, જે એકાન્તમાં ચિરકાલ પર્યંત ધ્યાનમાં નિમગ્ન રહી વસ્તુઓના આંતરિક મર્મનો નિર્ણય કરી લે છે તે સાર્વજનિક સંગીતનું સ્વાગત કરવા માટે પોતાના હૃદયને ઉઘાડી શકે છે. અને અંતે કવિ બની જાય છે સર્વ પ્રકારની કુશાગ્ર બુદ્ધિની એકજ સ્થિતિ છે. એ એકાન્તનું એક સ્વચ્છ હૃદય, ખુલ્લાં નેત્ર રાખનાર અને સાંભળનાર સુંદર બાળક જેવું છે. પરંતુ કોલાહલ મુગ્ધ સંસાર કે જેને તે કુશાગ્ર બુધ્ધિ જ્ઞાનના સુરક્ષિત દ્વારથી કોઇ કોઇવાર જોઇ શકે છે તેના ભેદને સમજતા નથી. સેન્ટ પોલ કે જે અન્ય ધર્મવાળાઓ ઉપર ક્રુર આક્રમણ કર્યા કરતો હતો અને પોતાના ધર્મનો આંધળો પક્ષપાતિ હતો, તે વનમાં ત્રણ વર્ષ સુધી એકાન્તમાં રહી એક પ્રેમ પૂર્ણ ધર્મદૂત અને ભાવદર્શી સિધ્ધ થઇ ગયો હતો. સિધ્ધાર્થ ગૌતમ જે પહેલા એક સાધારણ રાજકુમાર હતો, તે જંગ-લમાં છ વર્ષ રહી પોતાની ઇન્દ્રિયોના સંયમ સાધી પોતાના અસ્તિત્વની શોધ માટે તીવ્ર ધ્યાન ધરી સત્ય પ્રકાશરૂપ, શાંતિ સ્વરૂપ, મધુર, જ્ઞાની બની બુદ્ધરૂપે પ્રસિધ્ધ થયો. જેના પાસે સંસારમાંથી ત્રાસેલા તરસ્યા હૃદયના મનુષ્યો અજર અમરતાનું તાજું જળપાન કરવા માટે આવવા લાગ્યા. સાધારણ મનુષ્ય પણ જ્ઞાનની શોધ માટે એકાન્ત વાસેવી ધ્યાન સિદ્ધ કરી પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

મહાપુરુષો પવિત્ર અને સ્વર્ગીય જ્ઞાનનાં ઉન્નત શિખરો પર પહોંચી ગયા પછી પણ ઘણે ભાગે એકલાજ રહે છે. અને વખતો વખત વારંવાર એકાન્તમાં ચાલ્યા જાય છે. મહાપુરુષ પણ જો પોતાની આંતરિક શકિતની પુષ્ટિ કે જે એકાન્તમાંજ થઇ શકે છે તે ન કરે

તો પોતે આધ્યાત્મિક ઉન્નતિથી પતિત થઇ જાય છે અને પોતાનો પ્રભાવ ખોઇ બેસે છે. પોતાના વિચારો અને પોતાની અંદરની ઉત્પાદક શક્તિયોને અંતઃકરણથી સમા કરી પોતાના અસ્તિત્વને અધિકારમાં લઇ સર્વવ્યાપક ઇચ્છામાં પોતાની જાતની તુચ્છ ઇચ્છાને ડુબાવી એ જગદ્‌ગુરુઓની અનુપમ ઇચ્છાશક્તિ પ્રાપ્ત કરી સર્વોત્તમ બની શકાય છે. આવી શક્તિ તો ઘણાં વર્ષો સુધી વારંવાર એકાન્તનું સેવન કરવાથી પ્રાપ્ત થાય છે.

મનુષ્યનું સત્ય વાસસ્થાન એ મહાન જ્ઞાનમાં છે. જે કાંઇ તેની અંદર સત્ય અને સ્થિર છે. તેનું ઉદ્દગમસ્થાન એજ જ્ઞાન છે. છતાં પણ મનુષ્યનો આધુનિક સ્વભાવ બે પ્રકારનો છે. અને એ માટે બહારની કાર્ય પ્રવૃત્તિની જરૂર છે. સંસારમાં પૂર્ણ એકાન્ત કે પૂર્ણ કાર્ય વ્યગ્રતા એ સત્ય જીવન નથી. સર્વ સાધારણને માટે સત્ય જીવન એ છે કે એકાન્તમાં શક્તિ અને બુદ્ધિને એકત્ર કરી સંસારિક કાર્યોને યોગ્યતાથી સિદ્ધ કરવામાં તેનો ઉપયોગ કરવો. જેવી રીતે મનુષ્ય દિવસ આથમતાં કામથી હાર્યો થાકયો, વિશ્રાંતિ લેવા અને નવું બળ મેળવવા માટે ઘેર આવે છે કે જેથી તે બીજાથી દિવસે પાછો પરિશ્રમ કરી શકે. એ પ્રકારે એ દરેક મનુષ્યે જાણવું. જોઇએ કે જે મનુષ્યો જગતના કારખાનાના કોલાહલમાંથી નીકળી થોડો સમય મૌન સાધી એકાન્તરૂપી સ્થિર મંદિરમાં વિશ્રામ લે છે તે જીવનનાં કાર્યોથી કૃશકાય બનતા નથી કે ગભરાતા નથી. જે આ પ્રકારે દરેક દિવસનો જે કાંઇ થોડો ભાગ પવિત્ર અને ઉદ્દેશ્ય પૂર્ણ શાંત એકાન્તમાં ગાળે છે. તે શક્તિમાન યોગ્ય અને આનંદને ભોગવી શકે છે.

એકાન્ત સેવન તો શક્તિવાનોને માટે છે. જેમ જેમ મનુષ્ય

મહત્વને પ્રાપ્ત થતો જાય છે. તેમ તેમ તે એકલો રહેવા લાગે છે તે શોધ કરવા માટે એકાન્તમાં જાય છે. અને જે વસ્તુને શોધે છે તેની પ્રાપ્તિ કરે છે. જ્ઞાન, બુદ્ધિ, સત્ય અને શક્તિને માટે આ માર્ગ છે અને તે ઉઘાડા જ છે. પરંતુ એ માર્ગો શબ્દ શુન્ય એકાન્ત અને મૌનના મથે થઇને જાય છે.

## પ્રકરણ ૧૨ મું.

### પોતે પોતાના બળ ઉપરજ ટકી રહેતા શીખવું

જે મનુષ્ય સ્વચ્છ હૃદયમાં પ્રકાશનો અનુભવ કરે છે તે મનુષ્ય જ સર્વની વચમાં બેસી ઉજવલ દિવસના આનંદને ભોગવી શકે છે. જેમ બને તેમ એકલા રહેવાનો અભ્યાસ પાડો, તમે તમારા પોતાના ઉપર ભરોંસો રાખો, જુઓ કે તમારો આત્મા કેટલો બળવાન છે.

જાર્જ હર્બર્ટ

આનંદમય જીવનમાં સ્વાવલંબનની ઘણી જરૂર પડે છે. શાંતિને માટે શક્તિ જોઇએ, સુરક્ષિતતાને માટે સ્થિરતા જોઇએ, સ્થાયી આનંદના એવા પદાર્થો ઉપર આધાર ન રાખવો જોઇએ કે જે ચાહે ત્યારે આપણી પાસેથી જતો રહે. મનુષ્ય જ્યાં સુધી પોતાની અંદરના સ્થિર કેન્દ્રને પ્રાપ્ત કરી લેતો નથી કે જેના ઉપર તે ટકી શકે કે જેવડે તે પોતાના જીવનને નિયન્ત્રિત કરી શકે અને જેથી તેને શાંતિ મળી શકે, ત્યાં સુધી તે પોતાના જીવનનો સત્ય રૂપે આરંભ કરતો નથી. જો તે પરિવર્ત્તનશીલ વસ્તુ ઉપર વિશ્વાસ રાખશે તો તે જાતે પણ બદલાતો જશે. જો તે કોઇ એવી વસ્તુની મદદ લેશે કે જે તેનાથી જુદી કરી શકાય તો તે વસ્તુ દૂર થતાં તે ગબડી પડવાનો.

જો તે નાશવંત પદાર્થોથી સંતોષ પામશે તો તેની પાસે સર્વ કાંઇ હોવા છતાં પણ તે આનંદની ભૂખથી ભૂખે મરશે. એ માટે મનુષ્યે બીજાઓની મદદની ઇચ્છા ન રાખવી, તેમ તેમની પાસે કાંઇ મેળવવાની પણ ઇચ્છા ન રાખવી, તેમ બીજા સ્વાર્થી લાભોની લાલસા ન કરવી. તણે કોઇની પાસે કાંઇ માગવું નહિં, કોઇને દોષ દેવો નહિં તેમ પશ્ચાતાપ કરવો નહિં. પોતાની અંદરના સત્યના આધાર અને પોતાના હૃદયના ખરાપણા પર સંતોષ રાખી પોતાના એકલાનાજ બળ ઉપર ઉભા રહેવું જોઇએ.

મનુષ્યને જો પોતાની અંદરના પ્રદેશમાં શાંતિ નહિં મળે તો પછી ક્યાં મળવાની? અંદર સર્વ કાંઇ હોવા છતાં પણ તે એકલા રહેવાથી બ્હીવે તો પછી બહારની સંગતિથી શી સ્થિરતા મળવાની? તેને જો પોતાના જ વિચારોમાં લિન્ન થતાં આનંદ નહીં મળે તો પછી બીજાને મળી દુઃખ અને શોકથી કેવી રીતે બચી શકશે. જે મનુષ્યે પોતાની અંદર એવો આધાર નથી મેળવ્યો કે જેના બળે તે ટકી શકે તો તે કંઇ પણ સ્થાયી વિશ્રામ મેળવી શકતા નથી.

મનુષ્ય બધેજ આ મિથ્યા વિશ્વાસથી છેતરાય છે કે તેના સુખનો આધાર બીજા મનુષ્યો અને બીજા પદાર્થો ઉપર છે. અને તેથી તે હંમેશાં નિરાશા શોક, અને પશ્ચાતાપમાં મગ્ન રહે છે. જે પોતાના સુખને માટે બીજા પુરુષો કે બાહ્ય વસ્તુઓ ઉપર આધાર રાખતા નથી પણ પોતાના હૃદયમંદિરની અંદર જ સુખનો અસીમ ભંડાર શોધી લે છે, અને દુઃખ, શોક કે નિરાધારના બલિરૂપ કદી બનતા નથી તેજ દરેક દશામાં સ્વાવલંબની, અને મધુર સ્વભાવના હોય છે. જેઓ મદદ મેળવવા બીજાઓ તરફ જુએ છે, જે પોતાના સુખને માટે પોતાના તરફ નહિં પણ બીજાઓ તરફ જુએ છે, જે

પોતાના તથા બીજાના ચરિત્ર સાથે તુલના કરે છે અને જે પોતાના મનની શાંતિને માટે બીજાઓની મદદ ઉપર આધાર રાખે છે તેવા મનુષ્યને આધ્યાત્મિક પગ નથી એમ સમજવું. તેનું મગજ જગતના ફેરફારોની સાથે આમ તેમ ભટકે છે. અને વિપત્તિ તથા અવિશ્રામથી પરિપૂર્ણ બની સમુદ્રની લહેરોની માફક ચંચળ રહે છે. એવા મનુષ્યો આધ્યાત્મિક પંગુ હોય છે. તેમણે પોતાના મનને સમતોલ રાખવું જોઇએ, જેથી તે વગર લાકડીના ટેકે ચાલી શકે. બાકીના જીવનમાં લંગડું બની ન ફરે. બાળક જેવી રીતે એક જગ્યાએથી બીજી જગ્યાએ વગર મદદે પોતાના બળથી ચાલતાં શીખે છે. એ પ્રકારે મનુષ્યોએ પોત પોતાના માનસિક પગ ઉપર ઉભા રહેતાં શીખવું જોઇએ અથવા પોતે પોતાના વિચારો અને કાર્ય કરતાં શીખ , અને જે માર્ગે તેને ચાલવું હોય તે માર્ગને પોતે પોતાની મગજશક્તિથી શોધી કાઢવો, બહાર તો ફેરફાર, નાશ અને અરક્ષિતતા છે અને અંદર સુરક્ષિતતા અને આનંદ છે. આત્મા સ્વયં પૂર્ણ છે. જ્યાં આ સ્યક્તા હોય છે ત્યાં તેની પૂર્ત્તિનાં ઘણાં સાધન નીકળી આવે છે. તમારૂં અમર નિવાસ સ્થાન તમારી જ અંદર છે. ત્યાં જાઓ અને ત ારા મકાન ઉપર અધિકાર જમાવો.ત્યાં તમે રાજા છો,પણ બીજે તો દાસ છો.બીજા પોત પોતાના નાના રાજ્યમાં ગમે તો સારી વ્યવસ્થા રાખે કે ખોટી, તેનાથી તમે તટસ્થ રહો. તમે તો માત્ર એ વાત ઉપર ધ્યાન રાખો કે તમે જાતે પોતાના હૃદય ઉપર સારી રીતે રાજ્ય કરી રહ્યા છો કે નહિં. તમારૂં તેમ અખિલ સંસારનું કલ્યાણ તમારા હૃદયમાં છે. તમારે અંતઃકરણ છે. તમે એના અનુયાયી બનો, તમારે મગજ છે, તમે તેને સ્વચ્છ કરો. તમારે નિર્ણય બુદ્ધિછે, તેને કામમાં લ્યો અને વધારો. તમારામાં ઇચ્છા શક્તિ છે તેનો ઉપયોગ કરો અને તેને ઉન્નત કરો. તમારી પાસે જ્ઞાન

છે તેની વૃદ્ધિ કરો, તમારા આત્મામાં પ્રકાશ છે, તેના પર દૃષ્ટિ રાખો, તેને પુષ્ટ કરો, વધારો. અને ક્રોધાદિના પ્રચંડ વેગથી બચાવો. તેની અચલ જ્યોતિ નિરંતર વૃદ્ધિંગત થાય એવો યત્ન કરો. બાહ્ય જગતને છોડી તમારા આત્મામાં સ્થિર થાઓ. આદર્શ મનુષ્યની માફક વિચાર કરો. મનુષ્યની માફક કાર્ય કરો અને મનુષ્યની માફક જીવન વ્યતિત કરો. તમે તમારા પોતાના માલીક બનો અને જાતે સંપૂર્ણ રહો. તમારી અંદર જે સ્થાયી કેન્દ્ર છે તેને શોધો અને તેની આજ્ઞા માનો. પૃથ્વીનો ગોળો સૂર્યને પોતાનું કેન્દ્ર બનાવી ફરે છે. એ પ્રકારે તમારી અંદર જે પ્રકાશનું કેન્દ્ર છે તેની આજ્ઞાનુસાર ચાલો. તમારી અંદરના પ્રકાશને બીજાઓ જો અંધકાર કહે તો કહેવા દો. તમે માત્ર તમારા માટે જવાબદાર છો. તમારા પોતાના ઉપર વિશ્વાસ રાખો. જો તમે તમારા પોતાનાથી ડરશો તો બીજાઓ પછી તમારા ઉપર શી રીતે વિશ્વાસ કરશે. તમે તમારા પોતા માટે સાચા નહિં હશો તો તમારા સત્યનો મધુર સંતોષ કયાં મળશે.

મહાપુરૂષ સ્વતંત્ર મનુષ્યત્વના સરલ મહત્વની સાથે એકલા ઉભા રહી શકે છે. તે પોતાના માર્ગે ભય વગર ચાલે છે અને બીજાઓની નકામી ક્ષમાને ઇચ્છતા નથી. તે પ્રશંસા અને નિન્દા બંનેને બહાર ફરવા જવાથી કપડાં ઉપર જે ધુળ જામી જાય છે અને તે ખંખેરી નાંખવામાં આવે છે એના સરખી માને છે. તે મનુષ્યોની વારંવાર બદલવામાં આવતી સલાહ અનુસાર ચાલતા નથી. પણ પોતાના મગજના પ્રકાશના આધારે ચાલે છે. ઘણા મનુષ્યો મિથ્યા પ્રશંસા, લોક મત કે ફેશનને લીધે પોતાનાં મનુષ્યત્વને વેચી દે છે. જ્યાં સુધી તમે મનુષ્યોની સલાહના મિથ્યા વિશ્વાસને છોડી તમારી અંદરના સત્ય પ્રકાશ પર તમારી જાતે એકલાજ ઉભા નહિં રહી શકો ત્યાં

સુધી બંધન મુક્ત સ્વતંત્ર અને પુર્ણ આનંદિત બની શકવાના નથી. પરંતુ આત્માભિમાનને સ્વાવલંબન સમજશો નહિં. કેમકે અભિમાનની વિનાશશીલ નીક ઉપર ઉભા રહેવું એ ગબડી પડવા જેવું છે. જેટલા ઘમંડી પુરૂષો બીજાઓ ઉપર આધાર રાખે છે એટલો બીજા કોઇ રાખતા નથી બીજા લોકો તેની જે પ્રશંસા કરે છે તેને તે અમૃતની માફક પીવે છે પણ જે તેની નિંદા કરે છે તેથી તો તે ગુસ્સે થઇ જાયછે. મિથ્યા ખુશામત કરવી એને તેઓ નિર્દોષ માને છે તેઓના વિચાર માને છે અને બીજાઓની સલાહથી તે કોઇવાર ગુસ્સે થાય છે, તો કદી પ્રસન્ન થાય છે. એ રીતે એનું સુખ બીજાઓના હાથમાં રહેછે. પરંતુ સ્વાવલંબી મનુષ્ય અભિમાનપર નહિં પણ અંદરના સ્થાયી નિયમ, સિદ્ધાન્ત,આદર્શ, અને સત્ય ઉપર ઉભો રહી શકે છે. એના પર તે પોતે પોતાને ટકેલો માને છે અને આંતરિક ઉદ્વેગની લ્હેરો યા બહારની નિંદા સ્તુતિના તોફાનથી તે પોતાના મજબુત ચારિત્રથી પાછો હઠતો નથી. કદી કોઇ વારે તે ડગી પણ જાય છે અને તો પણ પાછો તરત સાવચેત થઇ જાય છે અને પોતાની વાસ્તવિક સ્થિતિને પ્રાપ્ત કરી લે છે. તમે તમારા માનસિક વિચારના મૂળને શોધી તેના ઉપર એકલા સ્થિર થઇ જાઓ. એથી તમે તમારા જીવનનાં કાર્યોમાં જરૂર સફળતા મેળવી શકશો. પછી જે કામમાં તમે જોડાશો તે કામ તમે જરૂર કરી શકશો. કારણ કે ખરા સ્વાવલંબનથી મનુષ્ય અજેય બની શકે છે. બીજાઓના આધારે ન ટકી રહેવું એનો એ અર્થ નથી કે તમે તેમની પાસે ન જાઓ. જે સારી અને ઉપયોગી વાત હોય તેનું ગ્રહણ કરવા માટે હંમેશાં કટિબદ્ધ રહો. નમ્રતા અને વિનય કદી પૂર્ણ થતાં નથી. અર્થાત જેટલાં વધુ ધારણ થાય તેટલાં ઉત્તમ. મનુષ્ય જેટલો વધુ સ્વાવલંબની થાય છે. એટલોજ

પ્રાપ્ત થતો નથી. ત્યાં સુધી એમ બનતું નથી, પ્રથમ લાલસાઓના ફળરૂપ દુઃખ, કલહ આદિનો અનુભવ લઇ ચુકયા પછીજ શાંતિ અને સત્ય જીવનની ઇચ્છા વધે છે. ત્યારે આગળ જવાને બદલે પોતાના ઘર તરફ પાછો વળે છે. જેથી લાલસાના દાસત્વમાંથી છુટે છે. વાસ્તવિક જીવન અને સત્ય જીવનને માટે જે અભિલાષા તેને ઉત્પન્ન થાય છે તેને લાલસારૂપે ન સમજવી. તે લાલસા વિષય ભોગની પ્રાપ્તિ માટે ઉત્પન્ન થાય છે. અને અભિલાષા તો શાન્તિને માટે હૃદયની ભુખ છે. સાંસારિક પદાર્થોની લાલસા જેટલી વધતી જાય છે એટલીજ તે આપણને શાંતિથી દૂર લઇ જનારી છે. અંતે તે આપણને દરિદ્ર બનાવી જાતે અસંતુષ્ટ રહે છે. જ્યાંસુધી લાલસાની સમાપ્તિ થતી નથી ત્યાંસુધી વિશ્રામ અને સંતોષ થવો અસંભવિત છે. સાંસારિક પદાર્થોની ભુખ કદી મટતી નથી પરંતું શાંતિની ભુખની તો તૃપ્તિ થઇ શકે છે. જ્યારે સર્વ પ્રકારની સ્વાર્થિ લાલસાઓ છુટી જાય છે તો પછી શાંતિનો સંતોષ સંપૂર્ણ રીતે પ્રાપ્તિ થઇ જાય છે. પછી પૂર્ણ હર્ષ, આનંદ હંમેશાં વિદ્યમાન રહે છે. આ અત્યંત તેમજ આનંદની સ્થિતિમાં જીવનની પૂર્ણ સુઘડતા અને સરલતા સમજાય છે અને શકિત ઉપયોગીતા પ્રાપ્તિ થાય છે. અને શાન્તિની ભુખ સમાપ્તિ થાય છે. કેમકે પૂર્ણ શાંતિ સ્થિર અને સ્થાયી હોઇ શરીરની એક સાધારણ દશારૂપ બની જાય છે. લાલસામાં ડુબેલા મનુષ્યો અજ્ઞાનતાથી વિચાર કરે છે કે લાલસાનુ દમન ઉદાસીનતા, આળસ, શકિતની હાની અને નિર્જીવપણું ઉત્પન્ન કરે છે. પરંતું એ ઉપરાંત તે સંયમ, એકાગ્રતા, કાર્યપરાયણતા, શકિત, ઉપયોગીતા અને પ્રશંસનીય આનંદમય જીવનને પ્રાપ્ત કરે છે. તે ભોગ વિલાસને માટે મસ્ત રહેનારા મનુષ્યોના સમજવામાં પણ આવતું નથી.

સ્વાર્થયુક્ત લાલસાઓને છોડનાં મનુષ્યના મગજ જે ભાર હલકો થઇ જાય છે. અને તે મનુષ્ય જાતિને માટે કામ કરવા સ્વતંત્ર બની શકે છે. એ પછી જે તેની ભોગ વાસનાઓ તેને કબજે રહેતી નહોતી તે પૂર્ણ આજ્ઞામાં રહે છે. બદલો મેળવવાની ઇચ્છા રાખ્યા વગર તે પોતાની શકિતયેને કર્ત્તવ્ય પાલન માટે એકત્ર કરી કાર્યોમાં સિદ્ધિ મેળવે છે. પૂર્ણ જ્ઞાની અને પુર્ણ આનંદી મનુષ્યો પોતાની લાલસાને સિધ્ધ કરવા કોઇ કાર્ય કરતા નથી. પણ જ્ઞાનને પ્રાપ્ત કરવા કાર્ય કરે છે. લાલસા રાખનારા મનુષ્યો તો પોતાના સ્વાર્થ કે લાભ હોય તોજ કાર્ય કરે છે. જેમ બાળક રમકડાં મળવાની આશાએ ભણે તેમ એ માણસ જો બદલો મળવાની આશાએ કામ કરે છે. પરંતુ જ્ઞાની, સુશકત મનુષ્ય તો પોતાની શકિતયોને ગમે ત્યારે પણ ગમે તે જરૂરના કાર્ય કરવાને માટે એકત્ર કરીને ઉપયોગમાં લે છે. તે આધ્યાત્મિક જ્ઞાનમાં પૂર્ણ વૃધ્ધ મનુષ્ય છે. તેને માટે બદલો અપવો વ્યર્થ છે. તે હંમેશાં પૂર્ણ સંતોષથી રહે છે. એવા મનુષ્યો આદર્શ જીવન પ્રાપ્તિ કરે છે. અને તેમનો હર્ષ મધુર, સ્થિર અને અટલ નિયમ અનુસાર હોય છે. અત્યંત આનંદમય આવું જીવન એ એક પ્રકારની હદ જેવું છે યાત્રા કરવા ઇચ્છનારને યાત્રા માટે પરિશ્રમ કરવો પડે છે. તેને પાશવિષક લાલસાઓના પ્રદેશમાં થઇ જતાં તેની જાળોની પોતાને બચાવી, યાત્રા કરવી પડે છે. તેના એ માર્ગમાં બહારના શત્રુ નથી પણ તેની અંદરજ ઉત્પન્ન થાય છે. શરૂઆતમાં એ માર્ગ કઠણ જણાય છે. તે લાલસાઓમાં આંધળો બની જીવનના સાધારણ બનાવોને પણ જોતો નથી, તેના નિયમો તેનાથી ગુપ્ત રહે છે, પરંતુ જ્યારે તેનું મન સરલ અને સ્વચ્છ થઇ જાય છે, ત્યારે જીવનના સીધા નિયમો તેની આધ્યાત્મિક દષ્ટિમાં આવવા લાગે છે. અને તે

એ સ્થાને પહોંચી જાય છે કે જ્યાં તેને એ નિયમો સમજવામાં અને તેની આજ્ઞાનુસાર ચાલવામાં તેને મુશ્કેલી પડતી નથી. પછી માર્ગ સાદો અને સરળ થઇ જાય છે. પછી શંકારૂપી અંધકાર રહેતો નથી અને જ્ઞાનના પ્રકાશથી સર્વ કાંઇ જોઇ શકાય છે.

સત્ય અને આનંદમય જીવનની શોધ કરનારા મનુષ્યની ગતિને વધારવામાં મદદ આપનાર જીવનના સાધારણ નિયમોમાંના કેટલાક અહિં આપીએ છીએ સમસ્ત જીવન એક છે, પણ તે કઇ રીતે જોઇ શકાય, નિયમ એક છે પણ તે કઇ રીતે ઉપયોગમાં લઇ શકાય, વસ્તુ અને ગનને માટે જુદા નિયમો નથી સ્થુલ અને દષ્ટ પદાર્થો, તેમ સૂક્ષ્મ અને અદષ્ટ પદાર્થોને માટે જુદા જુદા નિયમો નથી. સૂક્ષ્મ નિયમ સર્વત્ર એક છે. શરીરને માટે એક પ્રકારનું અને આત્માને માટે બીજા પ્રકારનું તર્ક શાસ્રો નથી એ એકજ છે. મનુષ્ય શુધ્ધ સાંસારિક બુદ્ધિમતાથી સાંસારિક કાર્યોમાં કાંઇ નિયમ જોઇ શકે છે અને સમજે છે કે એ નિયમોને ભૂલવા કે તેનું ઉલ્લંઘન કરવા એ મૂર્ખતા છે તેથી આપણને હાનિ થશે તેમ સમાજ અને રાજ્યનો ગુન્હો ગણાશે. એ નિયમો આધ્યાત્મિક સૂક્ષ્મ વસ્તુઓને પણ લાગુ પડે છે એ વાત તે જાણતા નથી. પોતાની અજ્ઞાનતા અને અસાવધાનીને લીધે તે હાનિ ભોગવે છે.

સંસારનો નિયમ એવો છે કે મનુષ્યે પોતે પોતાનું પાલનપોષણ કરવું. પોતાના હાથે કમાવું અને ખાવું. જેઓ કામ નથી કરતા તેઓ પોતાને માટે અન્ન વસ્ત્ર મેળવી શકતા નથી. મનુષ્યો એ નિયમ જુએ છે અને તેને ઉત્તમ તેમ ન્યાય વાળો માને છે અને સંસારની જરૂરની વસ્તુઓએ નિયમના આધારે મેળવે છે. પરંતુ આધ્યાત્મિક વિષયમાં એ નિયમનો ઉપયોગ થતો નથી. લોકો સમજે છે કે પો-

તાને માટે અન્ન વસ્ત્ર મેળવવા પ્રયત્ન કરવો એ યોગ્ય છે, જે આ નિયમને પાળતા નથી તે ભીખ માગતા ફરે છે એમ પણ જણાય છે. પણ કેટલાક મનુષ્યો માને છે કે આધ્યાત્મિક જ્ઞાન પરિશ્રમ કર્યા વગર મળે તો સારૂં અને એવી માન્યતાથી ઘણા મનુષ્યો આધ્યાત્મિક જ્ઞાનના ભિખારી રહે છે, અર્થાત અંતરની સારી શક્તિ હર્ષ, જ્ઞાન, અને શાંતિ પ્રાપ્ત ન કરતાં દુઃખ અને ક્લેશમાં રહે છે. તમને જો કોઇ પદાર્થ—અન્ન, વસ્ત્ર, કે સામાન વગેરેની જરૂર પડે છે તો તે તમે કોઇ વ્યાપારીની દુકાને જઇ તે વસ્તુઓ એમને એમ માગતા નથી પણ પહેલાં તેની કિંમત પૂછો છો, પછી તે કિંમત આપો છો ત્યારે તે સામાન તમને મળે છે, અને પછી તે તમારો સામાન થાય છે. તમને લાગે છે કે જે વસ્તુ લેવામાં આવી તેની યોગ્ય કિંમત આપવામાં આવી છે. આધ્યાત્મિક વસ્તુઓમાં પણ તેજ નિયમ લાગુ પડે છે. તમને કોઇ આધ્યાત્મિક વસ્તુ જેવી કે હર્ષ, વિશ્વાસ, શાંતિ આદિની જરૂર હોય તો તેના બદલામાં કાંઇ મૂલ્ય આપ્યા વગર તમે તેને તમારા અધિકારમાં શી રીતે લઇ શકશો? તમારે તેની કિંમત જરૂર આપવીજ પડશે. જેમ તમે કોઇ સ્થૂલ મૂલ્યમાં રૂપિયા આદિ બદલામાં આપો છો, એ પ્રકારે તમારે આધ્યાત્મિક વસ્તુઓની પ્રાપ્તિને માટે પણ કોઇ સૂક્ષ્મ વસ્તુ કીમત તરીકે આપવી જોઇએ, કાંઇને કાંઇ જેવી કે ઉદ્વેગ, લાલચ, અભિમાન, ભોગ વિલાસ જ્યારે તમે બદલામાં આપી શકશો ત્યારે તમને થોડી ઘણી આધ્યાત્મિક વસ્તુ પ્રાપ્ત થશે. કૃપણ મનુષ્ય પોતાના ધનનો સંગ્રહ કર્યા કરે છે, તેમાંથી બીજા કોઇને કાંઇ પણ આપતા નથી. ધન પાસે રાખવાથી તેને આનંદ મળે છે. તે શરીરના આરામની જરૂરની વસ્તુઓ ખરીદી શકતા નથી. તે પોતાની પાસે પુષ્કળ ધન હોવા છતાં પણ પોતાને

જોઇતો પદાર્થ પોતાની પાસે રાખતા નથી કે ખરીદતા નથી અને કષ્ટ ભોગવે છે. જે મનુષ્ય આનંદ મેળવવા માટે ક્રોધ, નિર્દયતા, વિલાસ, ઘમંડ, અહંકાર, સ્વપક્ષપાત આદિ ઉદ્વેગોને છોડતા નથી તેમને આધ્યાત્મિક સુખ મળતું નથી.

મહાપુરૂષોની આત્મપ્રતિષ્ટાના જેવી કોઇ પણ રાજા મહારાજા કે શેઠ શાહુકારોની પ્રતિષ્ટા હોઇ શકતી નથી. તેઓ એટલા બધા નમ્ર કેમ હોય છે? તે જાણે છે કે મારી અંદર ઇશ્વરીય મહત્વ છે એને લીધે હું નમ્ર રહું છું, બધા મનુષ્યો પાસે શિખામણ લ્યો, પણ ઘણે ભાગે સત્ય ગુરૂઓ પાસે વધુ લ્યો. પરંતુ એ સત્યને યાદ રાખજો કે અંતિમ સ્થાન તમારી અંદર જ છે, કાંઇ બહાર નથી. ગુરૂ કહે છે કે સત્ય માર્ગ આ છે પરંતુ એ તમને એ રસ્તે ચાલવા કે ચલાવવા માટે આગ્રહ કરતા નથી. તમે જાતે પ્રયત્ન કરો. પુરૂષાર્થથી જ્ઞાન પ્રાપ્ત કરો અને જાતે તમારા કામથી એ ગુરૂના સત્યને પોતાનું સત્ય બનાવો. તમારે તમારા પોતાના ઉપર ખૂબ વિશ્વાસ રાખવો જોઇએ. પોતાના બળથી મનુષ્ય બનવું પોતાની આત્મશક્તિથી મહત્ત્વને પ્રાપ્ત કરવું અને પ્રકાશ યુક્ત જીવન વ્યતીત કરવું એજ ઐશ્વર્ય છે.

તમારે જાતે તમારા પોતાના સ્વામી બનવું જોઇએ. તમે તમારા પોતાના સરદાર બનો. ખુશામત કે કોઇની નકલ ન કરો, પરંતુ તમને પોતાને સંસારના એક મુખ્ય જીવતા ભાગ રૂપે સમજી કાર્ય કરો. બીજાઓના ઉપર પ્રેમ રાખો, પણ બીજાઓ તમારા ઉપર બદલામાં પ્રેમ રાખે એવી આશા ન રાખો. બીજાઓની સાથે સહાનુભૂતિ રાખો તેમાં એવી લાલસા ન રાખો કે તે તમારા ઉપર સહાનુભૂતિ રાખે. બીજાઓની મદદ કરો પણ તેમની મદદની ઇચ્છા ન રાખો. લોકો જો તમારા કાર્યની નિન્દા કરે તો તેની પરવાહ ન રાખો. માત્ર એથી

સંતોષ માનો કે તમારૂં કાર્ય સાચું છે. તમારૂં કાર્ય લોકોને રૂચિદાયક થશે કે નહી તે ન પૂછો, પણ તમારૂં કાર્ય સાચું અને યથાર્થ છે કે નહિં તે પુછો. જો તમારૂં કાર્ય સત્ય હશે તો કોઇનો પણ તર્ક કામમાં નહિ આવે પણ જો તે અસત્ય હશે તો બીજાઓ ના પસંદ કરે તે પહેલાંજ તે સ્વતઃ નષ્ટ થઇ જશે. સત્યનાં વચન અને કાર્ય જ્યાં સુધી કર્ત્તવ્ય સંપુર્ણ નહિં થઇ શકે ત્યાં સુધી જતાં નથી. પરંતુ અસત્યનાં વચન અને કાર્ય ટકી શકતાં નથી. કેમકે તેમને વાસ્તવમાં તો કાંઇ કરવું જ નથી, તર્ક અને નામરજી બંન્ને વ્યર્થ છે.

પ્રથમ તમે પોતે પોતાને જાતે સ્વીકારેલી પરતંત્રતાની ગુલામીથી મુકત કરો અને સંસારથી કોઇ જુદા પડી ગયેલા પદાર્થની માફક નહિં પરંતુ તેના કોઇ ઉપયોગી ભાગની માફક એકલા ઉભા રહેતા શીખો. સારી રીતે મેળવલી સ્વતંત્રતાથી ઉત્પન્ન થનારા હર્ષને વિવેક યુકત આત્માધિકારથી પ્રાપ્ત થયેલ શાન્તિથી અને નૈસર્ગિક શકિતમાં રહેનાર આનંદને પ્રાપ્ત કરો. તે મનુષ્ય ખરી રીતે પુજ્ય છે કે જે એકાકી કે સ્વયં સંપુર્ણ થઇ પોતાનો માર્ગ પોતે કરી લે છે અને લોકાપવાદ કે પ્રશંસાની પરવા ન કરતાં સંદેહ પડે ત્યાં માત્ર પોતાના આત્માની મદદ લે છે.

---



## પ્રકરણ ૧૩ મું

## જીવનના સાધારણ નિયમોનું ગુઢ રહસ્ય

જો સત્યના સિદ્ધાન્ત અને તેની ઉત્પત્તિનું બારીકાઇથી નિરીક્ષણ કરશો તો તમે તેની અંદરથી નીકળેલા અને વિકસિત થયેલા લાગશો.

**બ્રાઉનિંગ**

રત્નો કરતાં ધર્મનો ભંડાર વધુ મૂલ્યવાન છે. મદથી પણ તે વધુ મધુર છે, તેનો રસાનન્દ અકથનીય અને અતુલનીય છે.

**ધી લાઇટ ઓફ એશિયા**

---

આ આનંદના ગુપ્તમાર્ગે ચાલનાર, તેના સાંનિધ્યમાં વિશ્રામ લેનાર મનુષ્યો તેના રસાનન્દનું પાન કરતા યથાસમયે જીવનના વિસ્તૃત માર્ગના એ સ્થાન સુધી પહોંચી શકશે કે જ્યાં તેનો અંતિમ ભાર તેના માથા ઉપરથી ઉતરી શકે. તેની અસ્વસ્થતા જતી રહેશે, તેને એવી સ્વતંત્રતા મળી જશે કે જેથી સ્થાયી શાંતિમાં વિશ્રામ કરશે. એ સર્વ આધ્યાત્મિક આનંદના ગુપ્તમાર્ગોમાં શક્તિ અને આરામને ઉત્પન્ન કરનાર સર્વથી ઉત્તમ રાજમાર્ગ જીવનના સાધારણ નિયમોને સારી રીતે સમજી લેવા એ છે. જે તેને મેળવી લે છે તે લાલસાઓ, સંદેહ, ગભરાટ, દુઃખ, અને અનિશ્ચય એ સર્વને પોતાની

પાછળ છોડતો જાય છે અને તે પૂર્ણ સંતોષ, પ્રકાશ, જ્ઞાન હર્ષ અને નિશ્ચયમાં સ્થિર રહે છે. જે જીવનની સફળતાને સમજી લે છે, જે તેના નિયમોથી આજ્ઞાનું પાલન કરે છે, અને જે સ્વાર્થ પુર્ણ ઇચ્છાઓના અંધારા માર્ગો અને પેચદાર ગલીઓમાં પવનથી મૂક્ત એવા સ્થાન પર ઉભા હોય છે કે જ્યાં તેને કોઇ પણ હાનિ થતી નથી. જ્યાં તેને કોઈ પણ શત્રુ મારી શકતા નથી અને જ્યાં તેને કોઇ પણ પ્રકારનો સંદેહ, લાલસાઓ અને દુઃખ થતાં નથી જ્યાં સત્યનો આવિષ્કાર થાય છે ત્યાં સંદેહ સમાપ્ત થાયછે, જ્યાં સ્થાયી અને સંપૂર્ણ હર્ષ થાય છે ત્યાં દુઃખદાયક લાલસા રહેતી નથી. અને જ્યાં એ થાય છે, ત્યાં પછી દુઃખને માટે કોઈ સ્થાન રહેતું નથી. માનુષિક જીવન જો સત્ય રીતે સાધી શકાય તો બીલ્કુલ સીધું અને સુન્દર છે. પરંતુ જ્યાં સુધી તે લોભ, ઇન્દ્રિય લોલુપત્તા, અને લાલસાઓ રૂપી દોરડાંથી જકડેલુ રહે છે ત્યાં સુધી સત્ય પ્રકારે સાધી શકાતું નથી એવું જીવન એ સત્ય જીવન નથી, પણ એક પ્રજવલિત જ્વર અને દુઃખદાયક રોગરૂપ છે કે જે મગજની પ્રકાશહીન દશાને લીધે ઉત્પન્ન થાય છે. ઇચ્છાઓને ઓછી કરવી એ બુદ્ધિશાળીનું કામ છે. અને તેના ઉપર પૂર્ણ અધિકાર મેળાવવો એ બુદ્ધિમતાની પરાકાષ્ટા છે. કારણકે જીવન નિયમોથી બંધાએલું છે. અને નિયમોથી જુદું નથી જેથી જીવનમાં જે સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિ હજુ સુધી ન થઇ હોય તેની તેને જરૂર નથી. ઇચ્છા કે લાલસા એ જરૂરની વસ્તુ નથી પણ એક વિદ્રોહયુક્ત વ્યર્થતા છે. જેથી તે દુઃખની જનની છે. એક પુત્રની પોતાના બાપના ઘરમાં સર્વ વસ્તુઓ હોવા છતાં તે ઘર છોડી ચાલ્યો જાય, તો તેને બધી વસ્તુઓ ઘરમાં હોવાથી લાલસાની જરૂર નહોતી. પણ જ્યાં લાલસાએ તેના હૃદયમાં પ્રવેશ કર્યો તો તે

દૂર પ્રદેશમાં ચાલ્યો ગયો. પણ ત્યાં તેને દરેક વસ્તુની જરૂર પડી. જ્યારે તે બહુ ભીડમાં આવી ગયો, ભૂખે મરવા લાગ્યો ત્યારે તેને પોતાના બાપને ઘેર જવાની જરૂર જણાઇ. આ વાત મનુષ્ય અને મનુષ્ય જાતિના ફેરફારનું એક અનુપમ દૃષ્ટાંત છે.

મનુષ્ય ઇચ્છાઓ કર્યા કરવામાં એવો ફસાયલો રહે છે કે તે હંમેશાં અશાંતિ, અસંતોષ, આવશ્યકતા અને કલેશમાં રહે છે. તેને માટે એક જ ઉપાય છે કે લાલસાઓને છોડી યથાર્થ સત્ય જીવનનું સેવન કરવું.

જે મનુષ્યો સાંસારિક વિષયોમાં નિપુણ છે, તે કોઇની પાસે કાંઇ માગતા નથી કે ચોરી કરતા નથી, તે મહેનત કરીને જોઇતી વસ્તુ ખરીદે છે અને લોકો તેમની પ્રમાણિકતા માટે તેમને માન આપે છે, એ પ્રકારે જે મનુષ્ય આધ્યાત્મિક વિષયોમાં નિપુણ છે તે કોઇની પાસે કાંઈ માગતા નથી તેમ ચોરી પણ કરતા નથી, પરંતુ અંતર્જગતમાં શ્રમ કરીને પોતાની આધ્યાત્મિક વસ્તુઓ ખરીદે છે. અને સંસાર તેની સાધુતા અને ધર્માચરણને માટે સંમ્માન કરે છે.

સંસારમાં એવો નિયમ છે કે એક મનુષ્ય બીજા મનુષ્યની જે પ્રકારે નોકરી કે સેવા કરે છે એ પ્રમાણે તેને નક્કી કરેલો પગાર કે મહેનતાણું મળે છે. તે લઇ તે સંતોષ પામે છે. જો કોઇ મહિનાનો પગાર લીધા પછી પોતાના શેઠને કહે કે મેં મારી સેવાના બદલામાં પગાર તો લીધો અને વધુ મેળવવા હું હકદાર પણ નથી છતાં મને આપની પાસે કાંઇક વધુ મેળવવાની પણ ઇચ્છા છે, એ માટે મને કાંઇક વધુ આપો. તો તેને બીજું કાંઇ નહિં મળે પરંતું તેને નોકરીમાંથી દૂર કરવામાં આવશે. પરંતું આધ્યાત્મિક વિષયમાં તો મનુષ્ય જેટલો શ્રમ કરે છે તેથી પણ વધુ જેટલું મેળવવાને તે અધિકારી છે તેથી પણ વધુ આધ્યાત્મિક સુખ માગવાને તે તૈયાર થઇ

જાય છે. અને પછી તે પોતાને મૂર્ખ કે સ્વાર્થી સમજતા નથી. વ્યવહારના નિયમાનુસાર તો દરેક મનુષ્યને જેટલી રકમ ઠરાવી હોય, કે જેટલું તે કામ કરે તે પ્રમાણમાંજ મળે છે, તે જે કામ જેટલું કરે છે તે અનુસાર તેને બદલો મળે છે. એ નિયમને સ્મરણમાં રાખી જ્ઞાની પુરુષો હંમેશાં સંતોષી તૃપ્ત અને પૂર્ણ શાંતિથી રહે છે. કેમકે તે જાણે છે કેઃ જે કાંઈ મને મળ્યું છે તે મારા કામ કર્યાનું ફળ મળ્યું છે. એ મહા નિયમ કોઇ પણ મનુષ્યને તેનો થોડો ઘણો પણ કમાઇનો બદલો આપવામાં અડચણ કરતો નથી. આ નિયમને જે હસી કહાડે છે તેને એ નિયમ કહે છે કેઃ કેમ મિત્ર તારી અને મારી વચ્ચે એ ઠરાવ નહોતો થયો કે તને રોજ એક પૈસો મળશે તેથી વધુ નહિં મળે.

જો કોઇ મનુષ્ય ધનવાન થવા ઇચ્છે તો તેણે કરકસર અર્થાત યોગ્ય જ ખર્ચ કરવાનો નિયમ ગ્રહણ કરી પોતાના ધનનો સંચય કરવો કે જેથી તે યોગ્ય મૂડી એકઠી કરે અને કોઇ ઉપયોગી હુન્નર કે વ્યાપારમાં તેનો ઉપયોગ કરે. ધનને માટે તેણે વધુ ઢીલા ન થવું જોઇએ. એમ કરવાથી તે મનુષ્ય નિપુણ અને ધનવાન ગણાશે. આળસુ, સુસ્ત અને ઉડાઉ મનુષ્યો ધનવાન થઇ શકતા નથી. તે ખર્ચાળ અને ઉપદ્રવી હોય છે. એ પ્રકારે જેને અંતર્જગતમાં આધ્યાત્મિક વસ્તુઓના ધનવાન બનવું હોય તેણે પણ પોતાની માનસિક શક્તિયોનો વ્યર્થ વ્યય ન કરવો. તેને કરકસરથી એકઠું કરવું તેણે પોતાને જીતી અને ઉદ્વેગોને રોકી રાખવા. પોતાની શક્તિને વ્યર્થ મિથ્યાવાદ વિવાદમાં, કે અહંકારથી તર્ક વિતર્ક અને ક્રોધાદિ આદિ વેગોમાં નષ્ટ ન કરવી. આ પ્રકારે બુદ્ધિનો કોષ એકઠો કરી લેવાની આધ્યાત્મિક પુંજી એકઠી થાય છે. એ આધ્યાત્મિક મૂડીનો બીજાનું ભલું કરવામાં ઉપ-

યોગ કરવો, એ પુંજી જેટલી વધુ વપરાશે તેટલીજ તે વધુ વધશે. એ પ્રકારે મનુષ્ય સ્વર્ગીય નિપુણતા અને સ્વર્ગીય ધનને વધારે છે. જે મનુષ્ય પોતાના આંધળા ઉદ્વેગો અને લાલસાઓના અનુયાયી બને છે. પોતે પોતાના મનને વશમાં રાખતા નથી તે આધ્યાત્મિક હાનિ કરનારા છે. તે સ્વર્ગીય પવિત્ર વસ્તુઓના ધનવાન કદી પણ બનતા નથી. જો આપણે પર્વતના શિખર ઉપર પહોંચવું હોય તો તેના ઉપર ચઢવું જોઇએ, પ્રથમ માર્ગ શોધવો પડશે. પછી તેના ઉપર સાવધાનીથી ચાલવું પડશે. ઉપર ચઢવા ઇચ્છનારાઓએ મુશ્કેલીયોથી ડરી, શરીરે થાકી જઇ ઉપર ચઢવું બંધ કરી પાછા આવતા રહેવું નહિં, નહિં તો ઉપર નહિં ચઢાય. એ પ્રકારે જે મનુષ્યને માનસિક અને ધાર્મિક જીવનના ઉન્નત શિખર ઉપર પહોંચવું હોય તો તેણે જાતે પોતાના બળથી ઉપર ચઢવું જોઇએ. તેણે પ્રથમ માર્ગ શોધવો જોઇએ અને પછી શ્રમપૂર્વક ઉપર ચઢવું જોઇએ. તેણે કોઇ ભયથી કે ગભરાટથી ઉપર ચઢવાના કાર્યને બંધ કરી પાછા ફરવું ન જોઇએ. પરંતું મુશ્કેલિયોને જીતી, આપત્તિયોને વેઠી, લાલચ આદિને વશ ન થઇ આગળ વધવું. એમ કરવાથી તે અંતે આધ્યાત્મિક સંપૂર્ણતાના પ્રખ્યાત શિખર ઉપર પહોંચી શકશે. ઉદ્વેગ, લોભ અને દુઃખનું જગત તેની નીચે રહી જશે અને સ્વર્ગીય પવિત્રતાનું વિસ્તૃત, મૌન અને અસીમ નભોમંડળ તેના માથા ઉપર રહેશે.

મનુષ્યે જો પરગામ જવું હોય તો તેણે મુસાફરી કરવી જોઇએ. એવો બીજો કોઇ ઉપાય નથી કે મુસાફરી કર્યા વગર તે કોઇ પણ દુરના ગામે જઇ શકે. ત્યાં જવા માટે મુસાફરી માટે જે જે જરૂરનાં સાધન અને પ્રયત્ન કરવાં પડે એમ હોય તે તેણે કરવા જ જોઇએ. જો તે પગે ચાલી જવા ઇચ્છશે તો તેને ઘણો શ્રમ પડવાનો, પણ

ધનનું ખર્ચ કરવું નહિં પડે, જો તે ઘોડા ગાડી, રેલ્વે કે મોટર દ્વારા જવા ઇચ્છશે તો તેને શારીરિક શ્રમ નહિં કરવો પડે પરંતુ તેને ધન વધુ ખર્ચ કરવું પડશે. મતલબ કે કોઈ પણ સ્થળે જવા માટે મનુષ્યે શ્રમ તો કરવો જ પડે છે એ એક નિયમ છે. એજ નિયમ આધ્યાત્મિક વિષયમાં પણ છે. જો કોઇને કોઈ આધ્યાત્મિક સ્થળે જેવા કે પવિત્રતા, દયા, બુદ્ધિમતા કે શાંતિ સુધી જવું હોય તો તેણે યાત્રા કરવી પડશે અને શ્રમ વેઠવો પડશે. એવો કોઇ નિયમ નથી કે જેથી તે તત્ક્ષણ અને અનાયાસ જ એ સુંદર આધ્યાત્મિક નગરોમાં પહોંચી જાય. તેને સર્વથી સીધો માર્ગ ખોળવો જ પડશે. ફરી આવશ્યક શ્રમ વેઠવો પડશે. ત્યારે તે ધારેલા સ્થળે પહોંચી શકશે. એ નિયમ ઇશ્વરીય મહા નિયમના અંગરૂપ છે. જેને આનંદ અને આધ્યાત્મિક જીવનના સંપુર્ણ મનુષ્યત્વ અને પરિપકવતા પ્રાપ્ત કરતા પુર્વે જાણવાની અને અંગીકાર કરવાની જરુર છે. બાહ્ય જગતનો ન લાગુ પડે. જેમ બહારની વસ્તુઓ આધ્યાત્મિક યથાર્થતાઓની છાયા અને ઉદાહરણ રૂપ છે એ પ્રકારે સાંસારિક બુદ્ધિમતા પણ આધ્યાત્મિક અને ઇશ્વરીય બુદ્ધિના પ્રતિબિમ્બ રૂપ છે. માનુષિક જીવનમાં સાંસારિક વસ્તુઓમાં જે સીધા અને સાધારણ નિયમો લાગુ પડે છે અને જે વિષયમાં લોકો કોઇ પણ પ્રશ્ન ઉઠાવતા નથી પણ તે પ્રમાણે માનીને ચાલે છે. એજ નિયમ યથાર્થ રૂપે અંતર્જગતની આધ્યાત્મિક વસ્તુઓમાં પણ લાગુ પડે છે. અને જ્યારે એ વિષય સમજવામાં આવી જાય છે અને સ્થુલ સંસાર અનુસાર સુક્ષ્મ સંસારમાં પણ મનુષ્યો એ નિયમ પાળવા લાગે છે ત્યારે તે યથાર્થ જ્ઞાનની સમીપ પહોંચી જાય છે તેથી દુઃખ સમાપ્ત થઇ સંદેહ દુર થઇ જાય છે.

જીવન એ એક ખુલ્લા ન્યાયરૂપ છે કે જેમાં કોઈ રીતની સમ-

બાવટનું સ્થાન નથી, તેનો પ્રયોગ સાચો અને અજીત તર્કરૂપ છે. નિયમ સદા રાજ્ય કરે છે, અને નિયમનું હૃદય અર્થાત અંતરનો ભાગ એ પ્રેમ છે. પક્ષપાત અને મનોવિકાર એ નિયમ અને પ્રેમની વિરૂદ્ધ છે. સંસાર કોઇનો પણ પક્ષ કરતો નથી. એ ન્યાયશીલ છે. જે જેવું કરે છે તેને એ બરોબર એવુંજ ફળ આપે છે. સંસારમાં સર્વ કાંઇ સારૂં છે. કેમકે સર્વ કાંઇ નિયમ બદ્ધ છે. અને પ્રત્યેક વસ્તુ નિયમ બદ્ધ હોવાને લીધે મનુષ્ય જીવનમાં ઉચિત માર્ગ શોધી શકે છે. અને તેને શોધી હર્ષિત અને પ્રસન્ન થઇ શકે છે. સારા મનુષ્યો ઉપર જીવનમાં શું મૃત્યુ પછી પણ કોઇ આપત્તિ નથી આવી પડતી? ઇશુખ્રિસ્તએ શૂળી ઉપર ચઢવાની વિપત્તિને પણ શ્રેષ્ટ ગણી લીધી અને શિક્ષા કરનારને ક્ષમા કરી હતી. તેણે શુળીએ ચઢતાં કહ્યું હતું કેઃ "કોઇ પણ મનુષ્ય મારો પ્રાણ લઇ શકતું નથી, હું જાતે મારા જીવનનો ત્યાગ કરૂં છું."

જે મનુષ્ય પોતે પોતાના જીવનને સરલ બનાવી અને મનને શુદ્ધ કરી પોતાના અસ્તિત્ત્વની સુંદર સરલતાને સમજી શકે છે સર્વ વસ્તુઓની નિયમ બદ્ધ ગતિને ઓળખી શકે છે, પોતાના વિચાર અને કાર્યોથી સ્વયં પોતાને કે અન્યને જે ફળ મળે છે તેને જાણે છે અને એના માનસિક કારણોના પરિણામો કે જેને તે ઉત્પન્ન કરે છે તેને સમજે છે તેવા મનુષ્યો પછી એવા શુદ્ધ વિચાર અને કાર્ય કરે છે કે જેના ઉત્પન્ન થવાથી આનંદ, જેના વધવાથી આનંદ અને જેના સંપૂર્ણ થવાથી પણ આનંદ પ્રાપ્ત થાય છે. પૂર્વે અજ્ઞાનતાને લીધે તેનાથી જે કાર્ય બની ગયું હોય તેનું જે યોગ્ય પરિણામ અને ફળ મળશે તેને નમ્રતાથી સ્વીકાર કરી લેશે. તે માટે તે કોઇની નિન્દા નહિં કરે, કોઇથી ડરશે નહિં કે કોઇને પ્રશ્ન પણ કરશે નહિં.

પરંતુ જગતના મહા નિયમનું જ્ઞાન, અને આજ્ઞાપાલનમાં પૂર્ણ આનંદિત રહે છે.

આપણે જેવી ઇચ્છા કરીએ છીએ તેવા જ રંગના સુતરથી આપણા જીવનરૂપી કપડાંને રંગીએ છીએ. અને કર્મફલ તથા ભાગ્યની ભૂમિમાં જેવું આપણે વાવીએ છીએ તેવા જ ફળને પામીએ છીએ આપણે જેવું વાવીએ છીએ તેવું લણીએ છીએ, જેવું કહીએ છીએ તેવું પામીએ છીએ તો પછી આપણે દુઃખનો પ્રેમથી સ્વીકાર કરવો જોઇએ. અને જખમી થતાં મલમ લગાડવો જોઇએ.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### સુખ પૂર્ણ જીવનનો સર્વોચ્ચ આત્માનંદ.

ધર્મ જ સત્યને પ્રાપ્ત કરાવે છે, ધર્મને કોઇ પણ ટાળી શકતું નથી ધર્મનું હૃદય પ્રેમ છે અને એનો અંત શાંતિ અને મધુર સંપૂર્ણતા છે. એથી ધર્મનું પાલન કરો. —**ધી લાઇટ ઓફ એશીયા.**

જયારે મહાભાગ્યથી તારૂં કાર્ય સમાપ્ત થઇ જશે ત્યારે દોષ પણ ગુણ થઇ જશે. અને તારૂં સવ વ્રત ઇશ્વરીય પ્રકાશના વ્રતમાં સંયુક્ત થઇ જશે. વ્હાઇટર.

---

જીવન ઉન્નત, પવિત્ર અને સુંદર થતાં અનેક પ્રકારના સુખનો અનુભવ થાય છે. જગતમાં જો કે અપવિત્રતા, અજ્ઞાનતા, અશ્રુપાત, દુઃખ અને શોક ઓછાં નથી, પરંતુ સાથે સાથે જ પવિત્રતા, જ્ઞાન, જ્ઞાન હાસ્ય, વિશ્રામ અને આનંદ પણ બહુ છે. કોઇ પણ પવિત્ર વિચાર, અને કોઇપણ સ્વાર્થશૂન્ય કાર્ય પોતાના સુખી પરિણામ ઉત્પન્ન કર્યા વગર રહેતાં નથી ને એવું દરેક પરિણામે સુખમાં સમાપ્ત થાય છે.

એક સુખી અને મનોહર ઘર પ્રાપ્ત કરી લેવું એ એક સુખનો છેડો છે. સફળ જીવન પ્રાપ્ત કરવું, કોઇ કાર્ય સારી રીતે સિદ્ધ કરવું, કૃપાળુ મિત્રો પ્રાપ્ત થવા, પરસ્પરના વિરોધો શાંત કરવા, ઝઘડાઓને મટાડી દેવા, કહેલાં વચનોનો સ્વીકાર કરવો, અને ક્ષમા પ્રાપ્ત કરી લેવી, મિત્રનો મિત્ર સાથે પ્રેમ કરવો એ સર્વ સુખનું અંતિમ ફળ છે. જે વસ્તુને મેળવવા ઘણા વખતથી મથતા હોઇએ તે વસ્તુ પ્રાપ્ત થવી, પાપરૂપી દુઃખદાયક ઘોર સ્વપ્નમાંથી જાગી સૂર્યના ઉજ્વલ પ્રકાશને જોવો, ઘણી શોધના અંતે જીવનમાં સ્વર્ગીય માર્ગ પ્રાપ્ત કરી લેવો એ સર્વ આનંદના છેડારૂપ છે.

જે આ પુસ્તકમાં બતાવેલા આનંદના, સુખના ગુપ્ત માર્ગે ચાલશે તેને શોધશે અને તે પ્રમાણે ચાલશે તે વગર પરિશ્રમે સુખના અંતિમ સ્થળે પહોંચી જશે. તેનું સંપૂર્ણ જીવન સુખમાં પરિપૂર્ણ નીવડશે. જે સત્યનો આરંભ કરે છે, અને સત્ય રીતે ચાલે છે, તેને આનંદદાયક ફળોને પ્રાપ્ત કરવાની ઇચ્છાની જરૂર નથી તે તો એની મેળે જ આવી મળશે. જે સુખ માત્ર સ્થુલ શરીર કિંવા બાહ્ય જગત સાથે સંબંધ રાખે છે તે ક્ષણિક હોય છે. જલ્દી પૂર્ણ થઇ જાય છે. પરંતુ જે સુખ સૂક્ષ્મ શરીર કીંવા અંતર્જગત સાથે સંબંધ રાખનાર હોય છે તે સ્થાયી અને અમર હોય છે. તે વ્યતિત થતાં નથી. મિત્રમિલન, ભોગવિલાસ અને સ્થુલ પદાર્થોની પ્રાપ્તિ એ સર્વ રૂચિદાયક અને મધુર છે. છતાં પરિવર્તન શીલ અને મુઝ.વનારાં છે. પવિત્રતા બુદ્ધિમતા, સત્યજ્ઞાન તે વધુ મધુર છે, તે કદી બદલાતા નથી કે મુઝાતાં નથી. મનુષ્ય જ્યાં જશે ત્યાં પોતે સંસારની પ્રાપ્ત કરેલી વસ્તુઓને તેને ઘણીવાર છોડવી પડે છે. છતાં તે જો એ વસ્તુઓનોજ હંમેશાં આધાર રાખશે.

તેને જ પોતાના સુખના સાધન રૂપ માનશે તો જે દિવસે તેને એ પદાર્થોનો ત્યાગ કરવો પડશે ત્યારે તે શુન્ય અને દુઃખી થઇ જશે. પરંતુ જેણે આધ્યાત્મિક વસ્તુઓની પ્રાપ્તિ કરી લીધી હશે તે પોતાના સુખના ભંડારથી કદી પણ વિખુટો પડશે નહિ. તેને તેનો સંગ કદી પણ છોડવો નહિ પડે, અને સકલ ભૂમંડલ પર જ્યાં તે જશે. ત્યાં પોતે પ્રાપ્ત કરેલી વસ્તુઓને પાસે રાખી શકશે. તેને આધ્યાત્મિક આનંદની પરિપુર્ણતાનો પુર્ણ લાભ મળશે.

જેમણે અહંબુદ્ધિનો ત્યાગ કરી ઉપર પ્રમાણે સ્વાર્થ શુન્ય જીવન પ્રાપ્ત કરી લીધું હોયછે. તે અમર આનંદમાં મગ્ન રહે છે. તે આ-જીવનમાં, હાલથીજ સ્વર્ગના રાજ્યનો, મોક્ષનો, આનંદ ભોગવી શકે છે. તે જીવનની અંતિમ એકતા અર્થાત પરમાત્મા સાથે એકાગ્રતા સાધી સાક્ષાત્કાર કરી શકે છે. તેનો આત્મા પરમાત્મા થઇ શકે છે.

એવા મનુષ્યોની વિશ્રાંતિ કેવી મધુર, તેનો આનંદ કેવો ઉંડો છે કે જેથી તેમણે પોતાના હૃદયને લોભ, લાલચ, ઇર્ષ્યા, આંધળી લાલસાઓથી મુકત કરી લીધું હોયછે. જેના ઉપર કોઇ પણ પ્રકારની સ્વાર્થની છાયા લેશ પણ રહી નથી. જે સંસારને દયા અને પ્રેમની દ્રષ્ટિએ જુએ છે કોઇ પણ પ્રકારના પક્ષપાત, અને રાગદ્વેષ વગર પોતાના અંતઃકરણથી તેને આશિર્વાદ આપે છે કે: "ઇશ્વર પ્રણિ-માત્રને શાંતિ આપો."

એવા મનુષ્યો સુખની અંતિમ સીમાએ પહોંચે છે કે: જ્યાંથી તે પાછા આવી શકતા નથી. કેમકે એ તો જીવનની સંપૂર્ણતા,શાંતિની પરાકાષ્ટા અને પરમાનંદની મૂર્ત્તિ છે. આનંદના રાજમાર્ગો એવા જીવનના માર્ગથી દૂર નથી. પણ નિકટ છે, પ્રાપ્ત થઇ શકે તેમ છે. પરંતુ તેને સ્વાર્થ શૂન્ય શ્રમથી શોધતાં મળી શકે છે

સમાપ્ત.

ધી અમદાવાદ દવે આયુર્વેદીક ફાર્મસી

## વિસ્ફોટક-ઉપદંશ-નીવારણ પીલ્સ.

વિસ્ફોટક, મસા અને ચાંદી ઉપર ઘણીજ ગુણકારક દવા છે. શરીરે ગરમી ફુટી નીકળવી, ચાંદી પડવી. હાથે પગે કે શરીરે ચકામાં પડી જવાં વગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે. તેનાથી લોહી સુધરશે ડબી ૧ ની કીં. રૂ. ૨ અનુપાનની કીં. રૂ. ૨)

**બરોળની ગોળીઓ** આ દવાથી બરોળ. પાંડુરોગ શરીર પીળું પડી જઈ ધોળી પુણી જેવું થવું, કમળો, કમળી કલેજામાં થયેલો લોહીનો જમાવ મંદાગ્નિ ને કલેજાના બીજા રોગો તથા હાથ પગને પેટના સોજા મટે છે. ડબી ૧ ની કીં. રૂ. ૧)

## નેત્રફુલહર પીલ્સ

આંખમાં પડેલું ફુલ, ઝાંખ, છારી, પડળ, પરવાળાં રતાંધળાપણું મોતીઓ પડયો હોય તો તે વગર વાઢ કાપે આ ગોળીઓ આંજવાથી મટે છે, આંખના કોઇપણ રોગ, ખીલ, પડવા, આંખ દુઃખવી, પાંપણો જવી વિગેરે વ્યાધિ આ દવાથી મટે છે કીંમત રૂ. ૧-૦-૦

## ઉધરસ નીવારણ પીલ્સ

આ દવાથી ઉધરસ એક જ દિવસમાં મટે છે. તેથી ખાંસી; ઉધરસ, કફ પડતો હોય, ઘણી દવા કરવાથી ન મટતું હોય તો જરૂર આ દવા વાપરી ખાત્રી કરો, કી. રૂ. ૧)

## પક્ષાઘાતહર પીલ્સ

ગમે તેવો વા,સંધિવા, પક્ષાઘાત, લકવો હાથપગનું રહી જવું. ફાટચુસ, શુળો ભોંકાવી, કહેડો રહી જવી, વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટે છે. ડબી ૧ ની કીં. રૂ. ૨) અનુપાનની કીં. રૂ. ૨) ચોપડવાની તેલની બા. ૧ ની કીં. રૂ ૧)

દવે કેમીકલ વર્કસ-અમદાવાદ.